૯૭૦૬



નર વેણી પર તારી ઠરશે સુરતી,
અદ્રષ્ટથી હ્રખશો મંગળ મુરતી. કર મન.

ત્યાં જઇને સંતો થાલી દીયા ઘેરો,
જન્મ મરણનો ટાળી દીયો ફેરો. કર મન.

દ્વાર દીધેલી એ હાડેરી છે ઉંચી,
સત ગુરૂ પાસે એની મળશે કુંચી. કર મન.

સંતોના મનતો આ વસ્તુ છે સાહેલી,
હીરાના રહયે તો આનંદની હેલી. કર મન.

---

## ભજન (૧૮) કનરો.

જાગીને જો તું આ જગતમાં આયા,
જ્ઞાન વિના બધા જન્મ ગુમાયા. જાગીને.

મારૂં ને તારૂં કરતો ફરે છે,
સ્વાર્થે સાધી પરધન શું હરે છે. જાગીને.

કુડી કમાણીના છોડી દે ધંધા,
ખુલી આંખોથી જરા જોઇ લે અંધા. જાગીને.

પોતાનું ભલું કરવાની સારૂ,
ૐ રટણુ કર કષ્ટ હરનારૂં. જાગીને.

બીજા સરવે છોડી દે ફંદા,
કરી કસરત થા નકલંકના બંદા. જાગીને.

હીરો કહે છે જરા જાણી લે જુક્તિ,
પરમાણીને માણી લે મુક્તિ. જાગીને.

---

## ભજન (૧૯) કનરો,

સમજીને સાધુ ભજીલે હરીને,
મનુષ્યા દેહ નહિ આવે ફરીને. સમજીને.

માયામાં રહીને કાયાને તાવો,
ભટકેલા મનને ના ભરમાવો. સમજીને.



# શ્રી નકલંક ભજનસંગ્રહ

## ભાગ ૧ લો.

છપાવી પ્રસીદ્ધ કરનાર


શ્રી નકલંક જ્ઞાન પ્રસારક મંડળ.

મુ. મુંબાઇ.

સંવત ૧૯૭૭      સન ૧૯૨૧

આવૃતિ ૧ લી      પ્રત ૨૦૦૦

અમદાવાદ.

ધી "યુનિયન" પ્રીન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડમાં

શા. મોહનલાલ ચીમનલાલે છાપ્યું.

કિંમત ૧—૦—૦

અનેક ઓઘરીઆ ઘર સંસારી,
મોહ મત્સર જેણે મમતાને મારી. સમજીને.
ભેખ ના હોય તો કાંઇ નથી વાંધો,
ટેકથી રહીને સમરણ સાધો. સમજીને.
ધર્મની સાથે કરણીને બાંધો,
ભક્તિ ફળશે નહિં પડે વાંધો. સમજીને.
હીરાના સ્વામી અંતર જામી,
ગુણ ગાયા અલીના આનંદ પામી. સમજીને.

ભજન ( ૨૦ ) પામ્યો પામ્યો પદમણી નારીરે એ રાગ.

સામળીઓ સુખકારીરે મારો સામળીઓ સુખકારી,
વનરા વનની ગુંજ ગલીમાં રાસ રમે છે મોરારીરે. મારો.
માસી આવીતી મળવાની માટે મોસીને નાખી મારીરે, મારો.
ગઊનો ગોવાળો રંગે રૂપાળો બંસી બજાવે છે સારીરે. મારો.
ગોકુળ મથુરાને બુડતાં દેખી કર ગોવરધન ધારીરે, મારો.
કંસને મારી ભક્તને તારી થયા પ્રભુ બ્રહ્મચારીરે. મારો.
હીરો કહે અલીનાથે કીરપા કરી જીંદગી સુધારી છે મારીરે. મારો.

ભજન ( ૨૧ ) જુગદીસ જયરે એ રાગ.

સમરણ કરરે સત્ય વસ્તુ વહોરી લે સાચી,
આ જુઠી છે જગતની બાજી એને જોઇને થયો શું રાજી.
સત ગુરૂની પાસે લે માંગી ધીરજ ધરરે સત વસ્તુ વહોરી લે સાચી,
સંસારનું સુખ છે સારૂં એમા તલપુર નથી તારૂં.
તું મીથ્યા કરે છે મારૂં મારૂં દેવથી ડરરે સત વસ્તુ વહોરી લે સાચી,
ભક્તિમાં ભેદ બહુ ભારી મનમાંએ જુઓ વિચારી.
ખોળી લે ઉગરવાની બારી મુંઝાઇ ના મરરે. સત્ય વસ્તુ.
હવે સુકરીત કરી લે સારૂં પુન્યથી પાપ ટળનારૂં,
નામ ધરમ અમર રહેનારૂં આ જુગ પરરે. સત્ય વસ્તુ.
નાથ નકલંક મને મળીઆ એ તો કોઇથી જાય નવ કળીઆ,
હવે હીરાના દુઃખડાં ટળીઆં થયાં હરો હરીરે. સત્ય વસ્તુ.

## ભજન ( ૨૨ ) કવાલી.

રામ રટણુ જન જે કરે જન્મારો તેનો સુધરે.
રામ ભજયા વિભીક્ષણે તો લંકાધિપતી તે થયો,
રામ ભજયા નહીં રાવણે તો ગયું રાજય ભાઇ તે જુઓ. રામ.
નાભો ભક્ત હતો ભંગીઓ રોહીદાસ એ ચમાર છે,
રામ ભજી સ્વર્ગે ગયા તે જુગ જુગથી અમર છે. રામ.
નીચ થઇ હરીને ભજે તેનો પ્રભુને પ્યાર છે,
ઉંચ થઇ હરી ના ભજે તેને પ્રભુનો માર છે. રામ.
હજારો ભકતો ઓધર્યા રામકૃષ્ણના આધારથી,
વળી કંસ દુર્યોધન ગયા માર્યા પ્રભુના મારથી. રામ.
તન મનથી સમરણ કરો ધરો ધારણા રૂદયે નકી,
હીરાના મન આનંદ છે નકલંકની કૃપા થકી. રામ.

---

## ભજન ( ૨૩ )

પ્રભુના ભજનથી ભવ તરીએ મેં જાણ્યું સંતો પ્રભુના ભજનથી ભવતરીએ
પાટ માંડી ગુરૂને પ્રેમથી પુજોરે,
તન મન ધન અરપણ અરપણ કરીએરે. મેં જાણ્યું સંતો.
સુરતીમાં સુરતી સંતો જુગતીથી જોજોરે,
ધીરજથી ધ્યાન ધણીનું ધરીએરે. મેં જાણ્યું સંતો.
અનુભવીને તો ભાઇઓ આનંદમાં રહેવું રે,
શીતળતા સજીને સહુમાં ફરીએરે. મેં જાણ્યું સંતો.
જ્ઞાનને ગયણે ગાળી કાળ ક્રોધ મુકો બાળી,
સત્યના શબ્દને હઇડે ધરીએરે. મેં જાણ્યું સંતો.
હીરો કરે કરે કાલાવાલા રદયે રાખો અલીવાલા,
ભજન વિનાતો ભટકાઇ મરીએરે. મેં જાણ્યું સંતો.

---

# પ્રસ્તાવના.

## છપ્પો.

મચ્છે શંખો હણ્યો, કચ્છે કિટક સંહાર્યો;
વારાહે હણિયો મોર, નૃસિંહ હિરણાકંસ માર્યો.
વામન ચાંપ્યો બળી, ફરશુ કર સહસ્ત્રો કાપ્યો;
રામે દશાનન હણ્યો કૃષ્ણે કંસ ઉથાપ્યો.
બુદ્ધે દુર્યોધન હણ્યો, નકલંક અલી અલબેલડો;
પ્રગટ રૂપ સુલતાન પર વરતેજી થયો છે ઘેલડો.

પરવરી રહેલા કળીકાળમાં ઇશ્વરના દશમ નકલંક અવતારનું ભજન એજ ભકતોનું કર્તવ્ય છે જ્ઞાન ધ્યાન યોગ તપ શંયમ નિયમ સમાધિ સાધના એ સનાતન ક્રિયા ધર્મ ગત યુગોમાં મોક્ષદાયી મનાયા છે ત્યારે છેલ્લા કળિયુગમાં એ બધી સાધના કરતાં ભક્તિ શ્રેષ્ઠ મનાઇ છે. વેદો રચનાર વ્યાસજીની હૃદય શાંન્તિનું કારણ અવતારના ગુણ ગાનજ થયા છે એવી ભક્તિ અને શ્રી નકલંક પ્રભુની ભક્તિ એ સનાતન રહસ્યનો આત્મા છે શ્રી નકલંક પ્રભુની ભક્તિ વગર અવતારનું પ્રગટ પ્રભાવ અશકય છે અને શ્રી નકલંક પ્રભુ સંભવામિ યુગે યુગે મુજબ હંમેશાં હોય છે પરંતુ ભક્ત જનોજ ભક્તિના પ્રભાવ વડે તેમનાં દર્શન પામે છે જ્યાં સુધી કે પ્રગટ સ્વરૂપે ઝળહળી ભારતનો ઉદ્ધાર કરે ક્રતા ત્રેતા અને દ્વાપર યુગોમાં નૃસિંહ રામ કૃષ્ણ ભક્તિને લીધેજ તે દરેક અવતારો પ્રગટ થઇને ભકતોને ઉદ્ધાર અને દૈત્યોને માર્યા છે તે મુજબ આ કલિયુગમાં કૃષ્ણ ભક્તિ કરનારા સનાતનીઓ શ્રી નકલંક અવતારનું અપમાન કરે છે અર્થાત પોતાની ઉન્નતિને અવનતિ રૂપે બદલવાનું નિંદીત કાર્ય કરે છે તેટલુંજ નહીં પણ એક વીશ કરોડ હીંદુ ભાઇઓ પૈકી જેઓ યુગના બંધારણને માન આપી દશમા અવતારનું

## ભજન (૨૪) રાગ રાસડાનો.

એવો તમે જુઓ અજાયબ ખેલ મનનો મેલ કહાડી નાખો,
જુગતે કરી જુઓ અજંપા જાપ શાસ્ત્રથી પુરે છે સાખો;
ગુદાએ ગણપતી દેવ છસે જાપ રાખવા જારી,
ઉત્પત્તિ બ્રહ્મ વિલાસ જપો જાપ ખટ હજારી. એવા.
નાભી કમળમાં દેવ વિષ્ણુની વારતા સારી,
છ હજાર જપી જાપ વારણા લઇએ વારી. એવા.
હૃદયે નીરંજન દેવ છ હજાર જાપ ત્યાં જપો,
કંઠ કૈલાસની માંય હજાર જાપ સીવને આપો. એવા.
નાસીકાએ અશ્વનીકુમાર સુંઢાળાનો સુતજ કહીએ,
હજારો જપીને જાપ ગુરૂ ગમ ત્યાંથી લઇએ. એવા.
ગગન મંડળ માંય વાજાં તો વાગે છે ભારી,
સુન મંડળની પાર જોવાની છે ખુબી સારી. એવા.
ત્રવેણીમાં કરો તાર પોચસે સાહેબના હાથે,
ખરો દેખસો દેવદ્વાર ગુરૂ ગમ રાખવી સાથે. એવા.
અલખ અલી આપોઆપ જળહળ ત્યાં જાગતી જોતી,
હીરો ભયા આનંદ વરસે ઝીણાં ઝરમર મોતી. એવા.

---

## ભજન (૨૫) સાવરીઓ મન ભાવ્યોરે એ રાહ.

ગોવીંદ ગુણ ગાઓરે નરનારી,
હરીજન ચરણે આવો દરશન કરીને પાવન થાવો;
મોક્ષની ઉઘાડી દેસે બારીરે. નરનારી.
ગુરૂની ગતી છે ન્યારી સમરણ શોભા છે સારી,
અધરમીને દેસે ઓધારીરે. નરનારી.
ઉંઘલાં તે સરવે જાઓ ભાવ કરી ભક્તિ માણો,
ભજન કરીને ભાર દો ઉતારીરે. નરનારી.
પરગટ પડછો લીયો જાણી આગમની છે એંધાણી,
હીરો ગાય છે નકલંકની વાણીરે. નરનારી.

---

ભજન કરે છે તેના ઉત્સાહને રોકવાની અધમતા કરે છે એમ કહેવામાં ખોટું નથી ભક્તિ વડે ભક્ત અને ભક્ત વડે અવતાર આ સંયોગ પરા પુર્વનો છે અને યુગનાં બંધારણ મુજબના અવતારની ભક્તિ કરનારા ભકતોને માટે "પરિત્રાણાય સાધુના" નો વાયદો છે એવા ભકતોની ગણતરી શ્રેષ્ઠ પંક્તિમાં આવે છતાં તેવા ભકતોનેજ હલકા વર્ગમાં ગણનારા ગમે તેવા ઉંચ વર્ણના હોય છતાં પણ તે હલકા છે એ ન્યાય છે અને એજ ધોરણે શ્રી કૃષ્ણે કહ્યું છે કેઃ—

ઉંચ થઈ મુજને ના ભજે ચંડાળ કહીએ તેહ;
ચંડાળ થઈ મુજને ભજે તે જાણ મારો દેહ;

એવા પ્રમાણ યુક્ત આ કળિયુગમાં દશમ પ્રગટ અવતાર શ્રી સુલતાન મહંમદ શાહ આગાખાનના ભજનો જે જે ભક્ત હૃદય વડે રચાયાં છે તે અમોને પ્રાપ્ત થયા મુજબ આ સંગ્રહમાં દાખલ કર્યા છે ને જે કેટલાંક બાકી રહ્યાં છે તે બીજા ભાગમાં પ્રગટ કરી કૃતાર્થ થઇશું. અને આ સંગ્રહને છપાવવામાં પોતાનો વખતનો અને કાવ્ય શક્તિનો સદ ઉપયોગ કરવા શ્રી અમદાવાદના શ્રી નકલંક જ્ઞાન પ્રસારક મંડળના ઉત્સાહી અને પ્રેમી મેમ્બરોનો ઉપકાર આ સ્થળે જાહેર કરતાં આનંદ થાય તે સ્વાભાવીક છે.

લી.

પ્રગટકર્ત્તા.

## ભજન (૨૬).

સમરણ કરી લેને સાચુંરે નહીં પડે પાછું,
અંતે આવશે જમ જીવ લેવારે ભાઇ:
જાલીને ભાંગસે ડાચુંરે. સમરણ.
ૐ અક્ષરને અંતરમાં આણો ભાઇ,
બીજું સર્વે છે કાચુંરે. સમરણ.
ગુરૂના જ્ઞાન વિના ગમ નહિ આવે ભાઇ,
વેદ પુરાણ માંહે વાંચુંરે. સમરણ.
હીરો કહે હું તો મારા નકલંક વિના ભાઇ,
બીજા કોઇને નહીં જાચુંરે. સમરણ.

---

## ભજન (૨૭).

એ દેવાય તો દેજો ટુકડોરે ટુકડામાં મારો ધણી છે ટુકડોજી,
ટુકડાની ટેકે તરી ગયા છે સગાળસા જુવો શેઠ;
કુંવર ચેલૈયો વધેરીઓરે ભરવા અતીતનું પેટ. દેવાય તો.
ત્રણ પેઢીથી છે ટુકડોરે ઝાંઝરકાની માય,
સવારે ભક્ત ને ઉકડો નાથ હાલમાં ગોવિંદ પીર પુજાય. દેવાય તો.
પોથાનાં થોથાં કીધાં કબીરે બોળ્યા પાણીની માંય,
ટુકડાની ટેકે ઓધરીઆ પોઠી ભરી આવ્યા જદુરાય. દેવાય તો.
મોરધજ પરીના મોરધ્વજ રાજાને જમાડીને જમવાની ટેવ,
અર્ધા અંગ વધેરીઆરે જમાડવા જુગદેવ. દેવાય તો.
પુન્ય તો નથી ભાઇ પાંગળુંરે ખોરૂં ધી દીવામાંથી ના જાય,
સોનું પડે જો બાકલુ તો આધા મુલે વેચાય. દેવાય તો.
હીરા ભીખાની આ વિનતીરે માની લ્યો નરનેનાર,
નકલંક દસમું દરસન છે તમે તેથી ઉતરસો પાર. દેવાય તો.

---

औम ॐ या अली

# લેખકોના ઉદ્‌ગારો.

શ્રી નકલંક જ્ઞાન પ્રસારક મંડળની પરોપકારી વૃતિ સતપંથ પ્રીતી ઈત્યાદિ ગુણોથી આકર્ષાઈ તેઓના સમરણ લેખ સાથે આ લઘુ પુસ્તક રચી અમો કૃતાર્થ થઇએ છીએ આ કાવ્યોને ગીતોના સંગ્રહની પ્રસ્તાવનામાં તેમના રચનારને પોતાના અનુભવની વાત સિવાય કંઇ નવલ હોઈ શકે જ નહીં આ સંગ્રહ માંહેની હમારી કૃતિઓ થોડાજ વખતમાં રચાએલી છે. ત્યારથી કાવ્યકું-જનો જે આનંદ અમો પોતે ઝીલતા આવ્યા છીએ તે આનંદ અમારા જેવા અનંત કરોડ જીવો આ દસમા અવતાર પાત્રને માની લાભ લઇ શકે. દસમો શ્રી નકલંકી અવતાર અડતાળી-સમા ઇમામના ચણ સ્પર્શથી આ સાહીત્યોમાં પ્રેમ પ્રભુ નક-લંકની પુર્ણ કૃપાથી સફળ હો!! હમારા પ્રેમ પુન્યે અગાવા તરીકે મંડળના મેંમ્બરો તથા સાનગુરૂ શેઠવર તેજી તેમની પ્રેમ કૃપાથી આ કાવ્યોની સ્ફુરણા હમારા ઉર મંદીરમાં સ્ફુરી છે તેથી તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે આ કાવ્ય સંગ્રહ સતપંથના મહાન પીરોનાં જ્ઞાન વાંચીને તથા તેમના મુખની વાણીથી લાભ થયો તે ઉપરથી લેવામાં આવ્યો છે તથા અવતાર પાત્રોનું જ્ઞાન તે કયા પુરૂષને અજાણ છે અવતારની વ્યાખ્યા શ્રી વિશ્નુ પુરીમાંથી મળી આવે છે આવી ઇચ્છાથી અમારા અલ્પ બુદ્ધિયે લખાએલાં કાવ્યો તથા આવી ઇચ્છાથી હમારી અલ્પ મતિએ લખાએલાં ભજનો પ્રસિદ્ધ કર્યા છે એમના મુખની વાણી-નું પાન કરી જીવનમય પ્રેમમય તથા નકલંકમય બનાવસું તો આ દ્વારા લખાએલાં કાવ્યોનો શ્રમ લેખક સફળ માનશે.

———:o:———

## ભજન (૨૮).

ભાઇ નકલંક ગુરૂને નીરખો તમે પ્રેમ કરીને પરખો,
આ અવસર છે હરી ભજ્યાનો કોઇ મનના કરસો ભંગ,
સત ગુરૂનો કરી લયો સંગ એતો જ્યાં જોઇએ ત્યાં સરખો. ભાઇ.
ઘણા દીવસ ગોથાં ખાતાં હરી આવ્યા છે હાથ,
એતો ત્રિભુવનનો નાથ એને જોઇ જોઇ હઇએ હરખો. ભાઇ.
રૂદીયામાં રટણ કરી કરીને ધ્યાન ધણીનું ધરજો,
સત્યના શબ્દે સમરજો આ દેહી માંહે દેદાર દરખો. ભાઇ.
ગગન મંડળના ગોખ માંહી ઝળોમળ ઝળકે જયોતી,
ત્યાં ઝરમર વરસે મોતી એને નુરતે સુરતે નીરખો. ભાઇ.
હાથ જોડીને હીરો કહે છે નકલંકને શિષ નામી,
રાખો સુરતી ત્રવેણી સામી પછી ચાલુ થાશે ચરખો. ભાઇ.

---

## ભજન (૨૯)

ફાંફાં કેમ મારે છે રે આ વખત આવેલો ઢુકડો
ભુલ્યા કેમ ભમોછોરે આ વખત આવ્યો છે ઢુકડો;
ફરશો માથે કાળ ભમે છે કેમ મોળોછો વીખડો,
જમ ઝપાટો મારશે ત્યારે ફાટયો રહેસે મુખડો. ફાંફાં.

ભટકી ભટકી ને ભવ બગાડયો દેહાને દીધો દુઃખડો,
તરવાનાં બે તુમડાંરે એક ટેક ને બીજો ટુકડો. ફાંફાં.

અંત વેળા જ્યારે આવશે ત્યારે વ્હાલાંથી થાશે વછુટડો,
સાનમાં નથી સમજતોરે શું તું નીકળ્યો હૈયા ફુટડો. ફાંફાં.
નામ જપું નકલંકનુંરે તમે જ્ઞાનથી ગાળીને ઘટડો,
હીરાના હરીને ઓળખી લયો તમે મુકી દો મનનો હટડો. ફાંફાં.

## ભજન (૩૦).

મારા મન માંહે આનંદ આયોરે અલી ગુણ ગાયો,
પ્રભુ ગુણ ગાયો રે હોજી,
સત ગુરૂએ મને સાન બતાવી મને નેનુંમાં નીરખાયોરે. અલી.
નહીં એ આવે નહીં એ જાવે નહીં એને જનુનીએ જાયોરે. અલી.
મોટામાં મોટો ઝીણામાં ઝીણો એતો જ્યાં જોઇએ ત્યાં સમાયોરે. અલી.
મુખે કહું તો કહ્યો નવ જાએ નહીં એ લેખમાં લખાયોરે. અલી.
હીરા ઉપર હેત કરીને મને શાન કરી સમજાયોરે. અલી.

---

## ચાબખા (૩૧)

જીવ તમે જપો અલીના જાપ,
તમારા ટળશે તનના તાપ,
બાળપણામાં તમે રમત રમો છો,
જુવાનીમાં જુઓ છો આપ. જીવ.
ડોસા થયા ત્યારે ડહાપણ ડોળો છો,
તમે તપાસો પોતાનું આપ. જીવ.
માયાને મેળવીને માન ઘણું પામવા,
વધારોછો પોતાનું માપ;
દ્રવ્યને દાટીને દેવાળું કહાડો છો,
ઉપર સરજસો સાપરે. જીવ.
જાજું થોડું કરતાં જનમ ગુમાવ્યો,
આ તે સો બળ્યો સંતાપ;
હૈયાના ફુટે હજુ હરીના ઓળખ્યા,
ગજબ ઘાલ્યો મારા બાપરે. જીવ.
જમણા હાથે એક જપના વાપર્યો,
કસર વેઠીને કહાડયો કાપ;
હીરો કહે આ તો હજુ ના સમજ્યો,
પેલા જનમનાં પાપરે. જીવ.

---

# મંગળાચરણ.

અલી—ઑમ, નકલંક, તુંહી દયાળ—

તુંહી દયાળ,-તુંહી દયાળ—ટેક.

પાલનહાર—હે ! કૃપાળ ! તુંહી દયાળ !

તુંહી દયાળ-તુંહી દયાળ—અલી૦

અરજ દીનની શરણ કરણ ધર,

કાર્ય સફળ નટવર, હર, હર !

અચલ અમલ આ જગપર કરકર

પ્રભુ તારી, કળા ન્યારી, બાલહારી

જઉંવારી—

નમીયે—નમીયે—

નિશદીન યાઅલી નકલંકને—

અલી--ઑમ૦

[ ત્રિભુવન ]



## ચાબખો ( ૩૨ )

ભાઇ તમે ભરમાવો છો ભોળારે ડાહ્યા થઇને દેખાડો છો ડોળા.
સવળું હોય છે તેને અવળું કરીને ઘાલો છો વરઝોળા,
આકડાના તુર જેવા ઉડી જાશો જેવા ગગનના ગોળા. ભાઇ.

સફઇ મારીને તમે સાફ દેખાવ છો ફરો છો બોળા બોળા,
ઉપરથી ટાપટીપ અંદર છે ધોળકું બગલા જેવા છે ધોળારે. ભાઇ.

નાણાવટી થઇને નાગાઇ કરો છો પણ મને લાગો છો મોળા,
પુન્ય ના નામે જઇના વાપર્યો તું અમથો શું કરવા ઘોળારે. ભાઇ.
અરીસામાં તને સુજતું નથીને જ્યાં ત્યાં કરે છે રોળારે, ભાઇ.
હીરો કહે છે હવે અલીને ભજીલે તને પાથરૂં હું ખોળારે. ભાઇ.

---

## ચાબખો ( ૩૩ )

માણસો ફેરવો મનની માળા આતુર થઇને મુકી દીયો ચાળા.
ડાપણનો ડાહ્યો ડોસો થયો ત્યારે પરણી લાવ્યો બાળા,
રાંડને જોઇને રડવા બેઠો તેં આ શું કર્યું કરમના કાળારે. માણસો.

હાથીના હોદે જે નર બેસે છે રાજકુંવરો રૂપાળા,
ફકીર થઇને તે ફરતા ફરે છે જેને હુએ છે દરીઆના ખાળા. માણસો.

શીખામણ દઇને સમજાવે છે ત્યારે સામો આપે ચાળા,
સારૂં કે નરસું કહેવાતું નથી એ ગદ્ધાને કોણ ઘાલે ગાળારે. માણસો.

સમજણા થઇને સમજી જા જોને આવે છે કાળની જવાળા,
ભાણામાં ભોજન પડયા રહેશે તારા મુખે દેવાશે તાળારે. માણસો.

સમજયા વીનાનો સામો થઈ જાય છે જુઓ એના ઢગને ઢાળા,
હીરો કહેછે મારી આંખો આગળથી જતો રહે કરમના કાળારે.માણસો.

---

## ભજન ( ૩૪ )

સતના ધરમને સંભારો માયલી મમતાને મારો તો ભવ તરસો,
શ્વાસ ઉશ્વાસને ગગનમાં ઘેરો સંતો ત્યારે અમર વરને વરસોરે. તો ભવ.

નુર જહુર તુંહી સુલતાન તુંહાજ
અલખખ તણી લખ જયોતિ
તુંહી તૌરેત જંબુર ને "ઈન્જીલ"
તુંહી કુરઆંન કલાંમ વિધોાત
તુંહી રૂગવેદ યજુર ને શામ
તુંહાજ અથર્વની આંખ અનોઠી
તુંહી શીર છત્રની છાંય ગૃહી
"વરતેજી" હવે દ્રઢ વાળી પલોંઠી

આરે કાયામાં છે ઘોર અંધારો સંતો દીલમાં દીપક તમે ધરશોરે. તો ભવ.
કુડ કપટને કુટીને ક્હાડોરે સંતો સુકરીત કામ તમે કરસોરે. તો ભવ.
હર્ષના હીલોળા જયારે અંગમાં આવે સંતો તો ગત ગંગામાં ભળસોરે.
હીરો કહે અખીખું ભજન કરો તો ઠરને ઠેકાણે ઠરસોરે. તો ભવ.

---

## ભજન ( ૩૫ )

સખી ચાલોને મંદીર આજ દરશન કરવાને,
ભજો સત્ય નકલંકી દેવ ભવ જળ તરવાને.
નાહી ધોઇને ચાંદલો ચોડો પહેરો શુભ શણગાર,
થાળીમાં ફુલ ચોખા મુકા સરવે થાઓ તૈયાર. દરશન.
આઠમ પુનમ અમાવાસ્યા અગીયારસ રવીવારરે,
વ્યતિપાત સંક્રાન્તી શ્રવણા કથા કરો શુભવાર. દરશન.
પીંપળ પીપળો આંબો ઉમરડો વડ તણો વિસ્તારરે,
એ પાંચ પાનના તોરણ બંધાવો કેળના થંભ મહીં ચાર દરશન.
મંડપ બાંધો ના રહે વાંધો ઉતર પુરવ દ્વારરે,
પાટ માંડી પ્રભુને પધરાવો બાંધો ફુલના હાર. દરશન.
મૃદંગ મજીરા કડતાલ કાંસી ઝાંઝરનો ઝણકારરે,
જયોત્યું કીધી જાગતી તો વરત્યો જય જયકાર. દરશન.
દુધ કેળાં ને ખાંડ મંગાવો સીરો બનાવો સારરે,
રવો ગહુંનો ઘી મહીં જોઇએ જમવા શ્રી કીરતાર. દરશન.
જે કોઈ સત્ય નકલંક ભજશે થાશે લીલા લહેરરે,
અબીલ ગુલાલ ત્યાં અતિ ઉડાડે હીરો આનંદ ભેર. દરશન.

---

## ભજન ( ૩૬ ) મારા મનના માલીક મળીયારે એ રાગ.

મારે દીવસ દીવાળીનો આજેરે શ્રી નકલંક પાટ બીરાજે,
આજે અમારે આનંદ ઓચ્છવ પ્રભુજી પધાર્યા મારે ઘેર.
મહા મુજ પર કેવી કીધી મ્હેર અહિં વાજાં મનોહર વાજેરે.શ્રીનકલંક.

## ભજન.

ઝીણા ઝીણાં પવન ફરૂકશે, નદીયે ખડકાશે નીર;
ઉતર દિશાથી સાયબો આવશે, સાથે હનુમંત વીર.
દેવાયત હાહાડા દાખયે-સાંભળ દેવળ દેનાર,
આપણા ગુરૂએ આગમ ભાખીયા-જુઠડું નહીરે લગાર;
લખ્યારે ભાખ્યા સોઇદિન આવશે—
પોરોરે આયો સાચા શામનો, ધરતી માગે છે ભોગ;
શુરા નરને ખડગે સંહારશે, મરશે કાયર લોગ—દેવાયત.
ધરતી ઉપર હેમર હાલશે, સુના નગર મોઝાર;
લખમી લુટાશે લોકાં તણી-કોઇની વાર કે ફરિયાદ—દેવાયત.
પોથીને પુસ્તક ખોટાં હોય શે, ખોટાં કાજીનાં કુરાન;
અસલ ઝાદી ચુડલો પેરસે, જુઠાં કળીનાં એંધાણ—દેવાયત.
સરસ્વતી ને સાબરમતી, વચમાં હોંશરે સંગ્રામ;
જોશીડાની જનોઇયો ઉતરાવશે-નકલંક દળ કેરીમાંય—દેવાયત.
ગઢ કાંકરીયે તંબુ તાણશે, સો સો ગામની શીમા?
રૂડાં દીશેરે રળીયામણાં-માંહી છે અરજણને ભીમ—દેવાયત.
સોળકળાનો સુરય ઉગશે-કાળી ઘટા કેરી માંય;
કળયુગ ઉથાપી સતજુગ થાપશે-એવા જુગનાં એંધાણ-દેવાયત.

---

## ભજન (૩૯) લાવણી.

ધન્ય પ્રભુ પધારો આજે સરવે સુખકારી,
સુણી કથા તમારી છઇએ અમે આભારી;
અહીં મેદની મળી છે ભારી ભક્તજન સહુ સાથે,
ભજન કરીશું નકલંક નાથનું જોડી બેઉ હાથે. ધન્ય.

આજે દીવાળીનો દીન આનંદ ઉરમાંરે,
અલીજી પધાર્યા ઘેર સેવકની વ્હારે. ધન્ય.

ધન્ય ઘડી આનંદની આજે લીલા લહેરો થઇ છે,
નકલંક નાથ તણી કથા સુખશાંન્તીથી કઇ છે. ધન્ય.

અહીં થયો ભજન ટંકાર સેવક સહુ સાથે,
જય બોલો શ્રી નકલંક જોડી બેઉ હાથે. ધન્ય.

હું રાખું દાસ વિશ્વાસ ભક્તિ કરવાથી,
હીરાને થયો આનંદ પાપ ટળવાથી. ધન્ય.

---

## ભજન ૪૦ જાજાને દાસી માહરી એ રાગ.

તું જાને સાધુ વાણીઆ જઇ કથા કર તૈયાર,
વૃદ્ધપણામાં પુત્રી આપી કલાવતી નીરધાર;
વંઝા મેણાં ભાગ્યાં ત્યારે ભુલી ગયો ગમાર. તું જાને.

જમાત્ર સાથે સાધુ વાણીઓ કરવા ગયો વેપાર,
કેદ ખાનામાં પોતે પડયાને પામ્યા દુઃખ અપાર. તું જાને.

રળી કમાઇને વહાણ ભરીયાં મળ્યું છે ધન અપાર,
દરીયા વચ્ચે વેલા પાંદડાં કરી નાખ્યાં કીરતાર. તું જાને.

પાપીનો પસ્તાવો જોઇને વહાણ કીધાં તૈયાર,
આરામાં અદૃષ્ટ કરીને લુટાવ્યાં ઘરબાર. તું જાને.

સાધુ શેઠની અરજ સાંભળી રીઝયા દેવ મોરાર,
હાથ જોડીને હારો કહે છે જયજય અલી અવતાર. તું જાને.

---

## ભજન અખા ભગતનું.

આતમ એક છે રે એક ઓદરને એક ખાણરે,
બાર આવ્યા પછી ઉતમ મધમ થઈ છે તાણાતાણ–આતમ૦

ભાઇ રે બ્રાહ્મણ વઈસ ક્ષત્રી સુદ્ર રે વરણ બન્યા છે ચાર રે;
સોનુ તો સરવે એક છે એના ઘાટ ઘડયા છે અપાર રે–આતમ૦

ભાઇ રે મેલો મમતાને ટાળો તરશના પરહરીને પાખંડરે
શેરડી સરવે રે એક છે તેના ગોળ સાકરને ખાંડ–આતમ૦

ભાઈ રે હાથી કેરૂં હાડકું પહેરે કેવાય સુવાગણ નારરે,
નાવણ ચોકો નીત કરે એના જોજો તે અવળા આચારરે–આતમ

ભાઇરે નવસો નવાણુ નદીઉના નીરને જુજવા જુજવારે જાયરે
આદે અંતે સરવે એક છે એના નીર પોતા નવાણરે–આતમ૦

ભાઇરે આચારીને સદાય અવગત ભુલસોધાવના ભ્રમરે,
કહે આખો આતમને ઓળખ્યા વીના તે કેમ આપી છુટસો
કરમ આતમ–આતમ૦

---

### ભજન ૪૧ દાસ પરે દયા લાવોરે એ રાગ.

ગાઓ ગાઓ ગુણ ગાઓરે હરીના જનો,
નાથ નકલંકના ગુણ ગાઓ,
અપવાશ રાખો અંગે સગાવહાલાની સંગે,
ઉમંગથી કથાઓ કરાવોરે. હરીનાજનો.
પાપનો ધંધો દીયો છોડી બેઉ હાથે કર જોડી,
દરશન કરવા આવો આવોરે. હરીનાજનો.
મમ નાથ હાજરા હજુરી દીદાર કરી લ્યો પુરી,
ભક્તિની પરસાદી પાઓ પાઓરે. હરીનાજનો.
રીજવશું નાથ આપણા સેણુ ભેટા આણી હોય જેણે જેણે,
આરાધના અંદર લાવો લાવોરે. હરીનાજનો.
હાથ જોડીને હીરો ગાશે ઇચ્છા સરવે પુરી થાશે,
અલી ગુણ ગાતા ઘેર જાઓરે. હરીનાજનો.

---

### ભજન (૪૨) સીહાનો કનરો.

વ્હારે ધાજો અંતરયામી નાથ નકલંક ઓ મમ સ્વામી,
ભક્ત જનોની રક્ષા કરતા દુઃખીજનોના દુઃખ તમે હરતા, વ્હારે.
દુઃખ દરીયામાં છઉં ડુબેલો મમ કર ઝાલો વિશ્વંભર વહેલો, વ્હારે.
તુજ વીણ મારી સ્હાય કોણ કરશે તુજ વીના કોણ દુઃખડાં હરશે, વ્હારે.
હદ થઇ હવે માફ કરોને કૃપા દૃષ્ટિ મુજ સામું ધરોને, વ્હારે.
અલી ભજન વીના ધીક જન્મારો હીરો કહે મારે આશરો તારો, વ્હારે.

---

### ભજન (૪૩) સાંભળો શામળીઆ પ્યારા એ રાગ.

સુણો સહુ આજ સાહેલીરે (૨)
આજ મારે ઘેરે પ્રભુ પધાર્યા ઉરે આનંદની હેલી,
આવા સ્વામી ના જાણતી પહેલીરે (૨)
નાથ નકલંકના સ્વરૂપને જોઇને હું થઇ ગઇ છું ઘેલીરે. સુણો.
જુઓને એના રૂપમાં રહ્યા છે ખેલી રે (૨)

# વરતેજી-વિલાસ.

[ આ નામનો કાવ્ય ગ્રંથ—હાલમાં તૈયાર થાય છે ]

[ છપ્પો. ]

બુદ્ધ રૂપ જોઇ પ્રગટ—બ્રાહ્મણો ભડકી ભાગ્યા;
તજી પાંડવનો યજ્ઞ—વેદ કર્મ પણ ત્યાગ્યા;
શુદ્ધ રૂપ અભાવ—ઉંચ જાતી ગણી આણ્યો;
ભુલ્યા બ્રાહ્મણ સાવ—જુગપતિને નહીં જાણ્યો.
શ્રાપ મળ્યો તે પાપથી—બ્રાહ્મણ સઉ ભુલ્યા પડયા
ભક્ત રહ્યા સદ ભાવથી—પાંડવ "બુધ" ચરણે પડયા. ૧

---

ભીખે ઘેરે ઘેર, "દયા પ્રભુની" કરતા;
ભાખે ભૈરવ મંત્ર, વેદ મંત્ર વિસરતા;
રાય દેતા સનમાન, ભટકે તે ભુંડે હાલે:
વ્યસન તણે વળગાડ- ચડયા છે અવળે ચાળે;
ઉંચપણું ભુલી જઇ, ભ્રષ્ટાચારી થઈ ગયા;
પાપ શ્રાપનું લાગતાં, બ્રહ્મ મટી ભ્રમ થયા. ૨

---

ભલો બુદ્ધ ભગવાન—અરબ રૂપ અલી આવ્યો।
ભક્ત ઉદ્ધારણ કાજ, *શંભલદ્વીપ સોહાવ્યો
મિસર થઇ એરાક--વસ્યો તું ઇમામ વેશે
નિરમળ નૂર નિઝાર—દિપાવ્યું દેલમ દેશે;

---

*શ્રીમદ્ ભાગવતમાં શંભલપુર નામ આપેલું છે પણ પ્રો૦ ભટ્ટ મેક્ષ મુલરે—શંભલપુરને શંભલદ્વીપ—અથવા અરબસ્તાન કહેલો છે.

કાનેથી સાંભળો સર્વે સાહેલી એની મીઠી મધુરી બોલી, સુણો.
જુઓ જુઓ મમ શ્યામની વાત પહેલીરે (૨)
નાથ નકલંકના શરણે આવો તમે માયા મમતા મેલી, સુણો.
હીરાનો નાથ સહુનો છે બેલી રે (૧)
પ્રલ્હાદ ઉપર મહેર કરી તેણે મુક્તિ આપેલી, સુણો.

---

## ભજન (૪૪) આરતી.

આનંદ આરતી અલખ ધણીની કરીએ ઉલટ આણીજીરે ભાઇ,
શ્રી નકલંક પ્રભુ સન્મુખ રહીને ગાઇએ અમૃત વાણીજીરે ભાઇ,
આનંદ.
શેરીએ વળાવીને સાફ કરાવું ઓરડે કરૂં અજવાળુંજીરે ભાઇ,
આનંદ.
આજ મારા ઘેર અલીજી પધાર્યા નુરતે સુરતે નિહાળુંજીરે ભાઇ,
આનંદ.
સોના(ને) સીંહાસણે બાજોઠ બેસણે પ્રેમ કરીને પધરાવુંજીરે ભાઇ,
આનંદ.
પંચ દીપક કપુરની જયોતિથી આરતીઓ ઉતરાવુંજીરે ભાઈ,
આનંદ.
પાવન કીધાં (આ) પ્રભુજી મારાં હઇડાં આનંદ ભરીઆંજીરે ભાઇ,
આનંદ.
મહેર કીધી હજરતે અમો પર કારજ સર્વે સરીઆંજીરે ભાઇ,
આનંદ.
આરતી કરીને ઓવારણા લઇએ નમીએ દ્વીકર જોડીજીરે ભાઇ,
આનંદ.
ભલે પધાર્યા અલીજી મહારા હીરાની બંધી છોડીજીરે ભાઇ,
આનંદ.

---

## ભજન (૪૫) આરતી જાગ જાગ મહાદેવ દયાળુ એ રાગ.

નકલંક પ્રભુ તમે સાચા સ્વામી સંકટ સર્વેનાં કાપોછો,
જે જન તમારી ભક્તિ કરે તેને મન વાંચ્છિત ફળ આપોછો,
અમે આરતી કરીએ સદા તારી હો ધણી,
તેથી કરૂણા કરોછો અલી અમપર ઘણી, નકલંક.

"જંબુદ્વીપ" કીધાં કદમ-પ્રગટ પાત્ર શિરોમણી
સુલ્તાન મહમદશાહજી—ધનધન તે "નકલંક ધણી. ૩

---

સને તેરસો બે-હીઝરી બેઠી જ્યારે;
પેહરી ઇમામત તાજ-તખતપર બેઠા ત્યારે;
સાત વરસનું સીન-ઝળકતું નુર ખુદાઇ;
સતપંથનો સરદાર-કીધી છે રાહનુ માઇ
ફરમાવી ફરમાન શુભ-ખોલ્યાં મુકિત બારણાં;
ધન થન સર સુલ્તાન શા-વરતેજી લ્યે વારણાં.

---

પ્રગટ અલી અવતાર—મુરીદની બૈયત લીધી;
પ્રગટ અલી અવતાર—મુબારક આશિષ દીધા;
પ્રગટ અલી અવતાર—અમર વચનામૃત પાયું,
પ્રગટ અલી અવતાર—પુત્ર ગણ્યા બાયુ ભાયુ.
વળી પ્રગટ અલી અવતાર શુભ-ફળીત કીધી સઉ ધારણા
ધન ધન સર સુલ્તાનશા—"વરતેજી" લ્યે વારણાં. ૫

---

વીશ વરસની વયે સીધાવ્યા હેતે લંડન;
વિકટોરિયા લઇ વીઝીટ, કીધું ખાસું અભિવંદન.
"ઇસુ મસીહ" આસને, ચઢી બેઠો જંઈ ચોંપે;
વચન કર્યું પરિપૂર્ણ, પ્રથા ન જાણી પોપે.
આવી મસીહનાં રૂપમાં, દરશન દીધું સ્થાનમાં.
ચોર પેર ઘરમાં ધુસ્યો—અબુજ ન બુઝયા શાનમાં. ૬

---

વધ રતંભે ઇસુ વચન—પુકાર્યો "*એલી એલી;"
તે અલીરૂપ સુલ્તાન—બ્રિટનનો થયો પણ બેલી.

---

* માત્થીની વાર્તામાં—આ વિગત છે.

સાવ સોનાનો થાળ ભરાવું કુમકુમ કેસરને કપુરજી,
આરતી ઉતારૂં મારા નકલંક પ્રભુની વધે છે અદકાં નુરજી, નકલંક.
આજે દિવાળીનો દીવસ મહારે ઉર આનંદ નવ માયજી,
સુરતીમાં સુરતી નીરખી જોતાં દુઃખને દળીદર જાયજી. નકલંક.
બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર ધ્યાન ધરે છે તમારૂંજી,
આરતી કરતાં હીરો કહે છે હૈડું હરખે મારૂંજી, નકલંક.

---

## ભજન (૪૬) થાળ–પામ્યો પામ્યો પદમણી નારીરે એ રાગ.

મેં તો થાળ કર્યો છે તૈયારીરે જમવાને ગોવિંદ ગીરધારી,
મહીં વીદુરજીની ભાજીરે પ્રભુ જમીને થસે બહુ રાજી, મેં તો.
મહીં સુદામાના તાંદુલરે તમે જમો કૃષ્ણ ગોકુલ, મેં તો.
મહી ભીલડીના એઠાં બોરરે તમે જમી લ્યો નંદ કીશોર, મેં તો.
મહીં કરમાની ખીચડી મુકીરે પ્રભુ જમીને થસે બહુ સુખી, મેં તો.
મહીં જળની મુકીછે ઝારીરે જમી ચલ્લુ કરો મોરારી મેં તો.
પાનનાં બીડાં લવંગ સોપારીરે મુખ વાસ કરો સુખકારી, મેં તો.
હાથ જોડીને હીરો ગાવેરે અલ્લી ચરણે શીસ નમાવે, મેં તો.

---

## ભજન (૪૭) તું શાણી સમજુ થઈનેરે એ રાગ.

નથી કોઇ જગના વિષે મારૂંરે જગ તારક દાતા મુજને બચાવજોરે,
આરે સંસારમાં તો નથી કોઇ માહરૂં વ્હાલા,
લહેણા દેણાનું મલ્યુ લહાણુંરે, જગ તારક દાતા.
આરે ભવસાગર વહાલા મહા જળ ભરીઓરે,
નથી નીકળવાનું રહીયું બારૂ રે, જગ તારક દાતા.
નથી કાંઇ ભક્તિનું બળ નથી કાંઇ પુન્યનું ફળ,
નથી લીધું નામ નિત્ય તારૂ રે, જગ તારક દાતા.
જગનું જળ અમૃત કીધું ખોબે ખોબે સુખમાં લીધું,
પીધા પછે તો લાગે ખારૂંરે, જગ તારક દાતા.
વાગ્યા કેડે સૌને વિતે જગતને તો કોઇ ના જીતે,
હીરાને અલ્લી સમરણ લાગે પ્યારૂંરે, જગ તારક દાતા.

---

§દાનીયાલ અધ્યાય—બારમે વાયદા કીધો !
તેરસો પાંત્રીસ સને-ધન્યવાદ પણ લીધો !
સખત સંકટે સહાય કઇ; મિકાઇલ રૂપ ખુદ ધર્યું;
ધન ધન સર સુલ્તાન શાહ, 'વરતેજી' તન મન ઠર્યું. ૭



ધન ધન સર સુલ્તાન—અલી નુર અલબેલો;
ધન ધન સર સુલ્તાન, વંશ ઇસ્માઇલ વેલો
ધન ધન સર સુલ્તાન, †હબાલલ્લાહ તું મોજુદ
ધન ધન સુર સુલ્તાન—+ઇમામે મોબીન છો ખુદ
વળી ધન ધન સર સુલતાનશા—રહેબર, જબર અટંકતું.
ધન ધન વરતેજી વંદ—મસીહ મેહદી નકલંક તું. ૮

---

§ બેબલમાં-દાનીયાલનાં પ્રકરણમાં ૧૨ માં અધ્યાયમાં શરૂ તથા છેવટનાં પેરેગ્રાફમાં આ ખુલાસો છે.

† હબીબુલ્લાહ—વિષ્ણુ અવતારની [illegible]

+ ઇમામે મોબીન જાહેર આવનાર પાત્ર.

## ભજન (૪૮) મારો હીરો હેરાયો એ રાગ.

મુને મારી કટારી મેરા જાનુમેં મને મારી કટારી મેરા જાનુમે
પહેલાં મેં તો ગુરૂજીકુ મીલીઆ નામ નોંધા દીયા પાનુમેં, મુને.
દયા કરી ગુરૂ દેવે મેરે પર શબ્દ સુના દીયો કાનુમેં, મુને.
ઓહી શબ્દ મેં પકડકે બેઠા સદા સ્વરૂપ મેરે ધ્યાનુમેં,. મુને.
ઓહી શબ્દ કોઇ જાણુ ન શકે સત સમજાતે હે સાનુમેં, મુને.
કર જોડી હીરો અલી ગુણગાવે સદા રહેત હે ગુલતાનુમેં. મુને.

---

## ભજન (૪૯) કવાલી.

ભજન કર ભાઇ ભવ તરવા જગતમાં જન્મીયા છે સહુ જન મરવા.
દુનિયા દો દીનકી હે બાજી દેખે કયું હોતા હેરાંજી, ભજન.
ફજરમેં ફુલ જબ ખીલતા દો ઘડી પીછે નહિ મીલતાં, ભજન.
ऐसी હય ખલકકી ખુબી માયા મેં કયું ગયે ડુબી, ભજન.
સ્યામા કે સંગમેં બંદા ફસાકે કયું હુવા ગંદા, ભજન.
માન લે મુર્ખ કહીયા મેરા મીટાદે જન્મકા ફેરા, ભજન.
અભી કર કર્મ તુ સારા સુફલ કર જલ્દ જન્મારા, ભજન.
હીરા કર ભજન કર ભક્તિ પાવેગા અલ્લા સે મુક્તિ. ભજન.

---

## ભજન (૫૦) કવાલી.

સમર સાહેબકુ બંદા છોડ પરનારીકા ફંદા.
તુજે ખાઇ ખોઆં કરશે પીછેસે બહોત પસ્તાસે, સમર.
નર્કકી ખાણુ પરનારી હરીજન કહેતા પોકારી, સમર.
ખલકમેં વાગ્યાં તેને વીત્યા નારીકુ કોઇ નવ જીત્યા, સમર.
દુનિયા સબ નારીસે હારી શીખામણુ માન તું મારી, સમર.
નેનુમેં કાજલ ઓબાતી નેનુસે ખપર ભર ખાતી, સમર.
પતીવૃતા નાર હોંવે સાણી એહી હેય રત્નકી ખાણી, સમર.
પ્રીતી પરનાર નર્ક ખાણી હીરાકી સાચી હય વાણી. સમર.

---

ૐ

# શ્રી નકલંક ભજન સંગ્રહ.

## ભાગ ૧ લો.

### ઇશ્વર સ્તુતી.

(૧)

નમું નમું ગજારે નંદ                    એ રાહ.

નમું પ્રેમ જુગલ પદ ઇશ્વરા ધણી ઇશ્વરા ધણી તુજ કરૂણા ધણી.
હું તો પ્રાણી પામર જાતી અલ્પ બુદ્ધિ છે મારી,
વર્ણન કરતાં પાર ન પામું અકળ ગતિ છે તારી.          નમું.
ઝાડ પહાડ ને જળ જીવડા જગત શેષ સીરમણી,
સ્તંભ વિના ગોળ થંભાવ્યું આભને નથી અણી.          નમું.
ઇંડ પીંડ બ્રહ્માંડ વ્યાપી જુગત રચાવી ધણી,
અધિકાર માણુસને સોંપી ઉપર રહો તું ધણી.          નમું.
અમે તો પાપી જન બિચારા ગુનાહ સકાયના ગણી,
પાપ હમારાં માફ કરજો હીરાના નકલંક ધણી.          નમું.

### સ્તુતી (૨) શ્રી રાધીકા પતી એ રાહ.

શ્રી સત્ય ગુરૂજી દેવ અમે વંદીએ તતખેવ,
પ્રેમ ધરીને પુજીએ કરીએ તમારી સેવ.
સુધ બુધ સારદા વાણી આપો ગુણ તમારા ગાઉજી,
મનમાં રૂડાં મંગળ ગાઇને મોતીડે વધાવું જી.          શ્રી.

સેવક જનને સરણે લેવા દસમે નકલંક આવ્યાજી,
અમીરસની જ્ઞાન ગુટીકા સાથે લેતા આવ્યાજી. શ્રી.
ધન્ય ધન્ય પ્રભુ ધન્ય ગુરૂજી ધન્ય તમારૂં નામજી,
દીલના વીશે દાઝ સમજી પુરો હૈયાની હામજી. શ્રી.
ગુરૂ માતા ગુરૂ પિતા ગુરૂ સગાંને વહાલાજી,
ગુરૂ વિના મને ઘડી ન ચાલે ગુરૂ થકી નંદલાલાજી. શ્રી.
કલ્યાણ દાસને નાનક સાહેબ તેજાણંદ કુળ કહીએજી,
કલ્યાણ રૂપી કંઠી બાંધે તેને કેમ વિસરીએજી. શ્રી.
હું બાળકો ગુરૂ અંબારામનો સદગુરૂ ચરણે રહુંછુંજી,
વશિષ્ટ દેવત મત મહારો જ્ઞાન ગુટીકા ગાઉછુંજી. શ્રી.
હારા ઉપર હર્ષ કરીને અભય દાનતો આપોજી,
સાચનું સોનું મુજને સોંપી કથીર કહાડી નાખોજી. શ્રી.

---

## સ્તુતિ ( ૩ ) ભગવાન પતિ નાદાન એ રાહ.

સહુ સમરો સતગુરૂ દેવ કરો નિત્ય સેવ ભજને ભવ તરસે,
નહીં ઓળખ્યા નકલંક નાથ રખડી તે મરશે;
હું સમરૂં સારદા માત આપજો વાત સુધીને સારી,
હું વર્ણન કરતાં અટકું નહિરે લગારી. સહુ.
તમે તાર્યા પીપા પ્રહેલાદ રાખી તેની લાજ એવાં કામ કીધાં,
મીરાંબાઇને પાયાતા વિષ અમૃત તે કીધાં. સહુ.
સુદામો હતો તાહરો દાસ પુરી તેની આશ ભક્તિ તેણે કીધી,
ત્રણ મુઠી તાંદુલની સાટે આપી નવ નીધી. સહુ.
આરોગી વીદુર ઘેર ભાજી થયા પ્રભુ રાજી દુઃખ હરી લીધાં,
નાથ નકલંકે કરૂણા કરી અભયદાન દીધાં. સહુ.
ગયા જમવા ભક્ત નરસૈંઇ વ્યાપી તરસૈંઇ મળીતી નાત ભારી,
વાલે લીધું નારીનું રૂપ હાથમાં ઝારી. સહુ.
હીરો અરજ કરે છે થોડી બેઉ કર જોડી અરજ ઉર ધારો,
કર જાલીને નકલંક નાથ પાર ઉતારો, સહુ.

---

## સ્તુતિ ( ૪ ) રાગ ઉપરનો.

ઓ સ્વામી નકલંક નાથ જોડીયે હાથ કામ છે અમને,
કરો સંકટ સમયે સ્હાય વંદીએ તમને;
મારૂં છેલ્લું લેખું ઓ નાથ તમારા હાથ વિચાર તેનો કરજો,
મુજ પાપી તણી પોકાર ધ્યાનમાં ધરજો. ઓ.

મારા પાપ તણું છું રૂણ તમો વિના કુણ બક્ષસે બાપા,
આખરી વેળા નકલંક નાથ ધર્મના મારજો છાપા. ઓ.

હતું એવું હીરાએ કહ્યું બાકીજો રહ્યું હોય તો જોજો,
કરી પાપ હમારાં માફ દુઃખડાં ખોજો. ઓ.

---

## છપો ( ૫ )

સુલતાન મહંમદસાહ નકલંક નીરખી લ્યો નજરે,
ભજી લેને ભગવાન સત પંથને ઝટ સજરે,
આગમના એંધાણ આગળ આવીને ઉભા,
દુઆ પાડો દિનરાત બંદા કરીસે તોભા.
નકલંકી અવતાર મુક્તિનો તે છે દાતા.
અનંત કરોડી તારણહાર ભક્ત હીરો ગુણ ગાતા.

---

## સ્તુતિ ( ૬ ) વાર વિભુ કરી એ રાગ.

નકલંક નાથ તમે વારે વેલા આવોરે,
મારાં પાપ કરવા માફ ગરૂડે ચડીને ધાવોરે. નકલંક.

### સાખી.

સ્વપનામાં સીરો જમું તેથી ભાગે નહિ ભુખ,
જેવું ઝાકળનું નીર છે તેવું સંસારી સુખ.

એવું જાણી અલી હું કરૂંછું અરજ તારીરે,
આવો આજ રાખો લાજ આ વિનંતી મારીરે. નકલંક.

### સાખી.

દયા કરીને દુ:ખડાં ટાળો નકલંક નાથ,
ભવ સાગરમાં બુડતો દેખી ઝાલો હાથ.
મને તારો અલી છે ભરૂસો ભારીરે,
કરસો સ્હાય ભવની માંય લેશો મુજને તારીરે. નકલંક.

### સાખી.

પસતાવો મજ પાપનો કરૂં છું તાહરી પાસ,
માફ કરશો મુજને અલી રાખું છું વિશ્વાસ.
મારે માટે નાથ કરસો સવડ સારીરે,
આપશો સુખ ટાળશો દુ:ખ આશા છે અલી તારીરે. નકલંક.

### સાખી.

ભક્ત વત્સલ બુદરા રાખોછો બહુ લાજ,
અગણીત ફેરા આપને ધન્ય નકલંકી રાજ.
આદ્ય અલી છો દેવ હીરાના અંતર જામીરે,
કહું છું નાથ જોડી હાથ ગાઉં છું શિષ નામીરે. નકલંક.

---

### રેખતા ( ૭ )

આદ અનાદથી ૐ અક્ષર છે શિખર પર ચડતો ભેદ ભાંગે,
વેદ કીતાબને વાણીનું મુળ છે સત્યના શબ્દથી ૐ આગે;
ઇંડમાં ૐ છે પીંડમાં ૐ છે બ્રહ્માંડમાં ૐ ગતિ આણી,
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં ૐ છે એકવીશ બ્રહ્માંડમાં ૐ વાણી.
જળમાં ૐ છે સ્થળમાં ૐ છે ૐ ની આગે કછું નાહીં,
હીરાનો ધણી હાજર ઈમામ છે અલી સિવાય નહીં મુક્તિ ક્યાંહી.

---

### ભજન (૮) આ જુગમેં મેં કોઇના દેખ્યા એ રાગ.

ધન્ય ધન્ય દસમું દરશન દેવા દુનિયાના દાતાર,
મનોહર મુરતી મંગળ કરતા સમરથ સરજનહાર.
પ્રથમ મચ્છા રૂપ ધર્યું ભગવાન કળા ભરપુર,
વેદ વાળી બ્રહ્માને આપ્યા માર્યો સંખા સુર. ધન્ય.

કારમ્ભ રૂપે જગકર્ત્તાએ મધુકિંટકને માર્યો માર,
સાયર વલોવી રત્ન કહાડયાં પરણ્યા લક્ષ્મી નાર. ધન્ય.

વારાહ રૂપે દાઢે પૃથ્વી રાખી જુગ્દા ધાર,
દૈત્યોને માર્યા દીન દીયાળે અધમ ઓધારણ હાર. ધન્ય.

પ્રલેહાદ પોતાનો જાણી પ્રભુજી ધરીયું નરસિંહ રૂપ,
હીરણાકંસને તમે સંહાર્યો માર્યો મોટો ભુપ. ધન્ય.

વામનરૂપે બ્રાહ્મણ થઇને બળી ચાંપ્યો પાતાળ,
દક્ષીણા માટે દઇવત દાખવ્યું ભક્ત તણા ભવપાળ. ધન્ય.

ફરસારૂપે ફરસી ફેરવી ક્ષત્રીનો વાળ્યો ઘાણ,
સહસ્રા અર્જુનને તમે સંહાર્યો બળીયા ચલાવી બાણ. ધન્ય.

રામ રૂપે રાવણ માર્યો તાર્યો વિભિક્ષણ ભુપ,
સાયર ઉપર સેતુ બાંધી રામ સ્વામીનું રૂપ. ધન્ય.

કર ગોવરધન ધણીએ ધરીયો નાથ્યો કાળી નાગ,
કૃષ્ણ રૂપે કંસને માર્યો જમનાએ મુકયો માગ. ધન્ય.

પાંડવને તો પરચો આપ્યો સામીએ કીધાં શુદ્ધ,
હેમાલે જઈ હાડ ગળાવ્યાં બળીઆ કળીઆ બુધ. ધન્ય.

નકલંક કલંક વગરનો દેખો અસ્રી તણો અવતાર,
કળીયુગમાં છે કલ્યાણ કરતા દુનિયાનો દાતાર. ધન્ય.

અધમ ઓધારણ મુજને ઉગારી તારી પાર ઉતાર,
જય જય નકલંક હરી હીરાના સ્વામી સરજણહાર. ધન્ય.

---

## કવાલી ( ૯ )

યા અલ્રીને હળી મળીને વલી વલીને યાદ કર
નકલંક નર નારાયણને નમન કરીને નાદ કર
જ્ઞાનમાંથી ગીત ગાઇને સત ગુરૂને સાદ કર
સત પંથના સાધુની સંગે સત્યનો સંવાદ કર
કરીલે ભજન ભગવાનનું ને ભક્તિના ભંડાર ભર
તન મનથી બસ તૈયાર થઇ નકલંક ધણીનું ધ્યાન ધર

ખુશ થઇ ખોજા બની ખાલેકની ખુબ ખોજકર
સત પંથમાં સામેલ થઇ મૌલા પ્રતાપે મોજકર
સુલ્તાન મહુંમદશાહુ એ નકલંક ધણીનું નામ છે
નિત્ય નિત્ય નામું શીષ સ્વામી એ હીરાનું કામ છે

---

## ભૈરવી. ( ૧૦ )

નકલંકને નમન કરો દસમું દરસન છે.
મગ્ન મનમાં હશો તો પ્રેમથી પરશન છે;
ભજન કરો સજન મારા એ ખુદાનું નુર છે,
છુપાવ્યો એ છુપતો નથી હાજરા હજુર છે.
અરૂપમાંથી રૂપ ધાર્યું ભુપનો એ ભુપ છે,
વેદ વાણી વદી રહ્યા તેજનું સ્વરૂપ છે;
ભક્તનો ભગવાન છે (ને) કાળીગાનો કાળ છે,
પત્નીઓનો પતિ પ્યારો માવડીનો બાળ છે.
ભક્ત તણા કલંક કાપી નકલંક કહેવાય છે,
કાર્ય બધાં પુરાં કરી તેજમાં સમાય છે;
હાથ જોડી હીરો કહે અલી મહારો આય છે,
જ્ઞાન ધ્યાન ગોતી ગુણ ગોવિંદના ગાય છે.

---

## વૈદરભી વનમાં વલવલે એ રાહ. (૧૧)

સત પંથ આ છે અલી તણો જાણો નરનેનારી.
હીરલો આવ્યો છે હાથમાં સંત કહે છે પોકારી. સતપંથ.

નેજા ઝળકયા નકલંક નામના જુઓ વેદનો વિચાર,
આલમ રાજા આવીઆ નકલંકી અવતાર. સતપંથ.

દવાયત પંડીત આગમ ભાખીઆ તેનું મળીયું એ ધાણ,
ભક્તોના ભવ દુઃખ ભાંગવા આવ્યા નર નીરવાણ. સતપંથ.

આગમ સરવે પુરાં થાય છે ભાખે છે વેદ ને વાણી,
દસમે નકલંક આવીઆ પરણવા મેઘડી રાણી. સતપંથ.

વાયદા આવ્યો ચોથા જુગનો અથર વેદના આધારે,
ગત ગંગામાં ભળી જઇએ સતપંથ પોકારે. સતપંથ.

હીરા ભીખાની આ વિનંતી માની લ્યો નીરધાર,
નકલંક નામ નારાયણનું આવ્યા કરવા ઉધાર. સતપંથ.

---

## ભજન (૧૨) આજ્ઞાહીયો મહારાજ એ રાગ.

કેવો ખીલ્યો છે આ બાગ મુનીવરો કેવો ખીલ્યો છે આ બાગ.
અલી મળવાનો છે આ લાગ મુનીવરો કેવો ખીલ્યો છે આ બાગ.

### સાખી.

ફુલ્યાં છે ફુલ ગુલાબનાં મહીં ભાત ભાતના રંગ,
કાયાવાડી કરમાય છે સીંચો લાવીને ગંગ. મુનીવરો.

### સાખી.

કાયા કમળ ખીલી રહ્યું મહીં ભમર કરે ગુંજાર,
સુગંધ સારી હોય તો રીઝે દેવ મોરાર. મુનીવરો.

### સાખી.

સત્ય આપણો દેવ છે સત્ય આપણો પંથ,
સત પંથી ટોળે મળ્યા સત્ય વંચારો ગ્રંથ. મુનીવરો.

### સાખી.

નકલંક નોરંજન દેવનું અવીચળ જપીએ નામ,
હીરો કહે છે અલી મળે પુરી થશે તેની હામ. મુનીવરો.

---

## ભજન (૧૩) ગોબ્રાહ્મણ પ્રતીપાળ મહારાજા એ રાગ.

સમર સમર નકલંકને પ્રાણી ઘડી પછી નહિ હાલ ઘડી,
વાણાં પહેલાં આણાં આવશે કરગરી કહુંછું પાય પડી. સમર.

આજ કાલનો છોડ વાયદા બોલ બોલના કર વાત બડી,
કટક દળે કાયમના આવશે તે વખતે તમે જસો રડી. સમર.

મુક ઉધારો ને કર સુધારો ધરમ પાપની બાંધ ઘડી,
મુન્ય કરતાં જો પાપ વધસે તો ઝટપ જાલીને નાખે કડી. સમર.
જગત ભક્તનાં થસે પારખાં આગમ વાણીથી વાત જડી,
કુડ કપટને પરહર પલમાં સતપંથમાં કહાટ હડી. સમર.
હીરાને એંધાણી મળી છે અગમ નિગમની વાત વડી,
ૐ તણી ઓળખાણી પડતાં ગગનમંડળમાં નોબતગડગડી. સમર.

---

## સાત વારનો ગરબો (૧૪) જળ ભરવા દીયો એ રાગ.

અલી આવોને કળીયુગનાં કુડાં કરમોને ટાળવા,
દરશન દીયોને પરશન થઇ અલીજી અમને પાળવા;
સોમવારે તે સામળીઆજી મને મારગડામાં મળીયાજી,
દરશનથી દુઃખડાં ટળીયાંજી. અલી આવોને.
મંગળવારે તે મન મારૂં સમરણ કરતાં લાગે સારૂં,
જગ જુઠું તે લાગે ખારૂં. અલી આવોને.
બુધવારે બળ બુદ્ધિ આપો સંકટ સ્વામી મારાં કાપો,
હું છોરૂં તમારૂં ને તમે બાપો. અલી આવોને.
ગુરૂવારે ગુણ ગાઇશું તારા દસમા દરસનના છે વારા,
નકલંક નરહરી ધણી છે મારા. અલી આવોને.
શુકરવારે સાચા સાથી જળમાથી છોડાવ્યો હાથી,
અળગા ના રહો અલી મારાથી. અલી આવોને.
શનીવારે સુરતી હોય સારી મુક્ત મળશે મંગળકારી,
જોઈ જોઇને જાઉં હું વારી અલી આવોને.
આદીતવારે અંતરજામી નકલંક નમું હું શિષ નામી,
ગુણ ગાય હીરા આનંદ પામી. અલી આવોને.

---

પંદર તીથીનો ગરબો (૧૫) રાધા હરી રમો એ રાગ.

શરસ્વતી માતાને સમરૂં ગણપતની લાગું પાય,
વાણી આપો રે નર નકલંક તણી.
પડવે પધારો પાટ અમારી માટ ઉઘાડો ઘાટ,
વાટ હું જોતીરે નર નકલંક તણી.
બીજે શુકરવાર નવસેરોહાર કર્યો તૈયાર,
ગળામાં નાંખોરે નર નકલંક તણા.
ત્રીજે ત્રિભુવન રૂપ જગતના ભુપ ગુંથાવું ખુંપ,
મુકવા માથેરે નર નકલંક તણા.
ચોથે ચતુરા નાર નીકળી બહાર થઈ છે તૈયાર,
વરવા વરનેરે નીરજંન નકલંકને.
પાંચમે પુરો આસ ધરી વિશ્વાસ આવીખું પાસ,
કહીને ઉભીરે નર નકલંક કને.
છઠે વહાલા છેક મુકયાં શું એક નહીંએ નેક,
ટેકના તોડોરે નર નકલંક ધણી.
સાતમે કરજયો સાર કરસો નહીં વાર થઇછું તૈયાર,
તમારી માટે રે નર નકલંક ધણી.
આઠમનાં એંધાણુ આગમની વાણુ માર્યાં હતાં બાણુ,
પ્રીતીથી અમને રે નર નકલંક તમે.
નોમે નકલંક નાથ ઝાલીને હાથ ચાલોને સાથ,
કરગરી કહીએરે નર નકલંક હમે.
દસમે દયાનું દાન આપો ભગવાન ભુલાવો ભાન,
નહી નારીનેરે નર નકલંક ધણી.
એકાદશીનો વૃત કરીસું તૃત હતી એ સરત,
રાસમાં રમતાંરે નર નકલંક ધણી.
બારસે પકડો બાંય નહી રહેવાય તમો વીણ કયાંય,
નથી સહેવાતુંરે નર નકલંક ધણી.
તેરસે પરભુજી તરત સંભારી સરત જાઉં છે મૃત,
લોકમાં આજેરે નર નકલંક ધણી.

ચૌદસે ચાહયા આપ છોડાવા પાપ જગતના બાપ,
મેઘડીને મળવારે નર નકલંક ધણી.
પુનમે થયા પરસન હસમુ દરશન ધણીને ધન્ય,
મેઘડીને મળીઆરે નર નકલંક ઘણી.
અમાસે યા અલી વાત બહુ ભલી હીરાને મળી,
એંધાણી આજેરે નર નકલંક તણી.

---

## ભજન ( ૧૬ )

આવ્યાં કળી તણા એંધાણુરે ભાઇ મારો કાયમ રાજા આવીઆ,
ત્યાં તો નિસાણુ વાગસે ઘાયરે ભાઈ મારો આલમ રાજા આવીઆ.
પાંચ કરોડ મહીં પ્રલેહાદ આવશે આવશે યુધિષ્ઠિર રાય,
હરીનો હજુરી રાજા હરીચંદ્ર આવશે કાયમના દળ માંયરે. ભાઈ મારો.
પાંચ પાંડવતો સાથે આવશે આવશે કરણ બળરાય,
સાત સતીયુ તો સામયે આવશે હનુવો વીર હશે માંયરે. ભાઈ મારો.
કાયમ રાજાતો કાળીંગાને મારશે તારશે સત સુજાણ,
કુડીઆ કપટીઆને ઘાણીમાં ઘાલશે નામ જપાલ્યો નારવાણરે.ભાઇમારો.
આસો સુદી બીજ શનીવારે ભરણી નક્ષત્રની માંહ્ય,
મેઘા રાણીને મારો પ્રભુ પરણશે સતયુગ વરતાશે ત્યાંયરે. ભાઇ મારો.
તમે તો સબ ગતી જાણુછો પ્રભુજી મારા હું મતી દાસ અજાણ,
આગાખાન હીરાનો હરી આવેલછે જાણે જળહળ ઊગીયો ભાણ ભાઇમારો.

---

## ભજન ( ૧૭ ) કનરો.

કર મન ભક્તિ ભાવથી ફળશે,
મળશે મુક્તિ ને તારી કુમતી ટળશે. કર મન.
ઇંગલાને પીંગલાના છોડી દે ફંદા,
સુખમના સાધન સાધીલે અંધા. કર મન.

પુરવના પુન્યથી પ્રભુને પામ્યા દુ:ખડાં સરવે ટળીયાં,
આજે ભાગ્ય હમારાં ફળીઆં ગાવો ગાવો સકળ સમાજરે. શ્રી નકલંક.

નાથ નકલંકી નાથ નકલંકી સમરો નરને નારી,
લ્યો વારણા જાવ બલીહારી જેમ મેઘ ગગનમાં ગાજેરે. શ્રી નકલંક.

---

હતો અહંકારી અંકધ્વજ રાજીઓરે ખોઇ બેઠો સઘળું એગમાર. ભજો.
એક કઠીયારો વેચી ખાતો ભારીઓરે તેના ભરપુર કીધાછે ભંડાર. ભજો.
સૌ હર્ષથી નીરખો નકલંક નાથનેરે હીરો હંમેશાં આનંદ અપાર. ભજો.

---

## ભજન (૩૮) પદ.

શંતો આવોરે ભજનમાં ભળવાને,
મારા પ્રભુજીને પ્રેમથી મળવાને. સંતો.
જે પ્રાણી ભજનથી છે બાહરો,
તેને ઉગરવાનો નથી આરો. સંતો.
પ્રભુજી પધાર્યા છે પાતક હરવા,
એના ભકતના કામ સફળ કરવા. સંતો.
આવી માગો તમે પ્રભુ પાસે તો,
મનના મનોરથ પુરા થાશે. સંતો.
નાથ નકલંક સહુનો છે દાતા,
હીરો હરખી નીરખી ગુણ ગાતા. સંતો.

---

## ભજન (૫૧) કવાલી.

ખુદા કા ખેલ હૈ ન્યારા મોલાકુ યાદ કર પ્યારા.
જગતકી બાજી સબ જુઠી ચલેગા બાંધકે મુઠી, ખુદાકા.
કમાણી કરનેકુ આયાં ગાંઠકા ગરથ ગુમાયા, ખુદાકા.
હીસાબ અલી હાથસેં થાસે ફજેતી થઇ ઇજત જાસે, ખુદાકા.
હજુરથી હુકમ એવો થાશે નરક મોઝારે નંખાસે, ખુદાકા.
કર જીવ ભજન ભેદ ભાળી બાંધીલે પુર પહેલ પાળી, ખુદાકા.
ઘડી પળ આવેગી છેલી હીરાનો છે અલાહ બેલી. ખુદાકા.

---

## ભજન (૫૨)

તું જ્ઞાની બનકે ઘર કયું ભુલ્યા દેખી માયાને મુરખા ફુલ્યા.
ઉંધે મસ્તક ઉદરમાં ટાંગ્યો તે સું ભુલી ગયો અલ્યા, તું જ્ઞાની.
વચન આપીને તું તો બહાર આવ્યોરે ભક્તિ મારગમાં
ભુલ્યો તું અલ્યા, તું જ્ઞાની.
અલી ભજન સ્વપ્ને ન સંભાર્યું રે મોટાઇના મારગમાં
તમે ફુલ્યા, તું જ્ઞાની.
ભક્તિની જુક્તિ જેણે ન જાણી રે તેના મનખામાં
થુકો થુ અલ્યા, તું જ્ઞાની
હીરા ભજીલે અલી મનખો નહીં આવે ફરી રે હજુ
સમજી લે કહું છું હું અલ્યા. તું જ્ઞાની.

---

## ભજન (૫૩) સો ફેરા સમજાવું એ રાગ.

હજારો કરો રે ઉપાય અકરમીના અભાગીયાની ટેવ ના જાએ,
પોપટની પેઠે કાગને પાળો સોનાની સળીઓનો કરી આલ્યો માળો.
તો એ ન જાએ તે તણો ચાળો તમે કાગને ભલે પોપટની
પેરે પાળો, હજારો.
કોલસાને લઇ દુધમાં બોળો સાબુ લગાવીને ચુનાથી ચોળો,
તો પણ કોલસો થાય નહીં ધોળો કોલસાને લઇ દુધમાં
બોળો; હજારો.

વિષધરને કોઇ અમૃત પાવે મીઠાં ફળ લાવી તેને ખવરાવે,
તો પણ તે તણું જેર ના જાવે વિષધરને કોઇ અમૃત પાવે; હજારો.
ઘડીએ ઘડીએ મુકો કુતરાને હાંકી તોયના શીખ વળે તેને પાકી,
હીરો કહે એમાં શું રહીયું બાકી કુતરાની પુંછડી વાંકી ને
વાંકી; હજારો.
ના જાએ ના જાએ અભાગીયાની ટેવ ના જાએ.

---

## ભજન (૫૪) સાવરીયો મન ભાયો રે એ રાગ.

લગાદે ભજન કેરી ધુની રે..............લાખોવાર,
દુનિયા હે નદીકા પાની દેખી કયું થયા બેભાની;
ભજન વીના તો જાશો હારીરે. લાખોવાર લગાદે.
જાગીને જોતું જરી મનખો નહિ આવે ફરી,
ભજી લે હેતેથી જીવતું હરીરે. લાખોવાર લગાદે.
મધ્યાને ઉંઘ ઉડાડી ભજન કરો રાત દહાડી,
હજુરમાં મનાશે અરજ તારારે. લાખોવાર લગાદે.
મુવા પછી મુક્તિ તારે ફેર જન્મ નહીં કોઇવારે,
થશે તું સ્વર્ગ તણો અધીકારીરે. લાખોવાર લગાદે.
હીરો કહે છે અરજી મારી સુણી બોલા લેસે તારી,
પછી થશે મારે આનંદ કારીરે. લાખોવાર લગાદે.

---

## ભજન (૫૫) ચાલ મહારી વહાલી એ રાગ.

આવો હરીજન જપો નકલંકી નામ,
ભજન કરીએ ભવજળ તરીએરે તેથી મળશે સુખધામ, આવો.
ભક્ત ઓધારણ નર નારાયણ સાંભળીઓ સુંદીર સામ, આવો.
કથા જે કરશે ભજનમાં ભળસે પુરી થાસે તેની હામ, આવો.
મનની જે ધારણ થસે નીવારણ પરસાદી હયો થસે કામ, આવો.
હીરાનો સ્વામી અંતર જામી એ છે ઠરવાનું મારૂં ઠામ, આવો.

---

## ભજન (૫૬) પદ.

આ કેવો રચીઓ ખેલ ખલકનો ખુદાએ ખુદાએ,
પ્રથમ પ્રાણીને ધરતી પછી આભ સુર્યની આકરતી,
એ ચકર ચકર બહુ ફરતી, ખલકનો કેવો.
મહીં ઝાડ પહાડ ને દરીઓ એ નદી નાળાંએ ભરીયો,
એ કોઇથી ના જાય કળીઓ, ખલકનો કેવો.
પ્રભુએ મન વિચાર્યું આ જગત બન્યું બહુ શારૂ,
મહીં માણસ મુકયું ગુણકારૂં, ખલકનો કેવો.
માણસને આજ્ઞા આપી તમો કોઇ થાસો નહીં પાપી,
ખુસીથી રહીને ખા પી, ખલકનો કેવો.
નર નારી પાપમાં પડીઆં પ્રભુની નજરે ચડીઆં,
પછી સ્વર્ગ નર્ક બે ઘડીઆં, ખલકનો કેવો.
હીરાનો નાથ બહુ મોટા એણે નથી રચ્યાં કાંઈ ખોટાં,
મારો ગુરૂ ગુલાબના ગોટા, ખલકનો કેવો.

---

## ભજન (૫૭)

મેં તો જાગીને જોયું તો મને ઘર મળ્યા રે લો,
ઘર મળ્યાં રે મને વર મળ્યાં રે લો, મેં તો જાગીને.
મુળ દ્વારે ગણપતી જપે જાપ ચડે,
નાભી કમળ બ્રહ્મા રહે ચડવાની ગમ પડે, મેં તો જાગીને.
હૃદય કમળ વિષ્ણુ રહે આઠ પાંખડાનું લીંગ,
એક હજાર જાપ જપો તો જોઇને થાસો ઢીંગ, મેં તો જાગીને.
ઉર કમળ ઉભા ઉભા હજાર જાપ જપો,
કંઠ કમળ શીવ રહે ત્યાં બેસે બપો, મેં તો જાગીને.
ત્રવેણીમાં તાર મળે દેહીનું પોસણ થાય,
અનહદમાં આત્માને તરત ખબર જાય, મેં તો જાગીને.
શુન્યમાં સ્વરૂપ જુઓ તેજનો પ્રકાશ,
અધર તખત અલખ અજી તેનો નથી નાસ. મેં તો જાગીને.
હીરાને આનંદ થયો તે મુખે ના કહેવાય,
સદ્‌ગુરૂની સાન વડે સઘળુંએ સમજાય. મેં તો જાગીને.

---

## ભજન (૫૮) સદા સંસારમાં એ રાગ.

સદા સમરણુ અલીનું ધ્યાન એક ચીતે ધરીએ,
આપે જેવા દીન સુંદર શ્યામ તેમાં રાજી રહીએ;

સાખી.

ફુલ્યા ફુલ પ્રભાતમાં કળીઓ કરે વિચાર,
કાયા કાચો કુંભ છે તે ક્યાં સુધી ટકનાર; સદા.

સાખી.

હોએ પુન્ય પુર્વે તણાં તે આ ભવમાં મળનાર,
કરસો ભક્તિ ગુરૂ વિના તો કસું નથી વળનાર; સદા.

સાખી.

બાજી રચી બજારમાં દેખો ચતુર સુજાણ,
ભુલવણીમાં ભુલીયા એકલ શ્રૃંગી ભાન; સદા.

સાખી.

સુખીઆ તે દુઃખીઆ થયા દુઃખીઆ સુખીઆ જાણ,
સુખ દુઃખ આ સંસારમાં કર્યા કરમ પ્રમાણે જાણ; સદા.

સાખી.

સુખ જોઇને હસવું નહીં દુઃખ જોઇને મત રોય,
હાથ જોડીને હીરો કહે કરમે પ્રાપતી હોય; સદા.

---

## ભજન (૫૯).

આવો......સામળીઆ વ્હાલા નીંદ્રાથી જાગીરે,
ગુણવંતી ગોપીઓનાં મંદીર તજીને રે;
કુબજાની ભાવઠ તમે ભાંગીરે. સામળીઆ.
દુર્યોધનનો તમે મેવો તજીને રે,
ભાજી વીદુર ઘેર માગીરે; સામળીઆ.
સોળસે ગોપીની સાથે રાસજ રમીયા રે,
પંદર તીથી તો તમે ત્યાગીરે; સામળીઆ.
હાથ જોડીને હીરો અલી ગુણ ગાયે વહાલા,
તમારા ચરણમાં મુક્તિ માગીરે; સામળીઆ.

---

## ભજન (૬૦) ભૈરવી-

મનુષ્યા દેહ ધારા શું બેઠા હારી,
રતન સમ આ જન્મ ગુવાવ્યો દેહ ધારીને તારી;
ગુરૂકા ઘરકી ગમ ના પાઈ જનુનીને સીદ તેં ભારે મારા, મનુષ્યા.
છેલાઇમાં તું છકી ગયોને મોજ મજા બહુ મારી
સાહેબો તારાં લેખાં લેશે ત્યારે સીરે ગતી થાશે મુરખ મતી તારી. મનુષ્યા.
કૃષ્ણ કથા કાને ન સાંભળી ગાયો નહી ગીરધારી;
રામ રટણ રચનાએ ના કીધું તો કોણે ઓઢાડી મુરખ તને અંધારી. મ.
પાપ તણો પસતાવો કરે તો માફ કરશે મોરારી;
અલી હાથ હીરાનો જાલી તો ભવસાગરમાં લેજો મને તારી. મનુષ્યા.

---

## ભજન (૬૧) અમારો છે સાચો સ્નેહ એ રાગ.

કહોને ગુરૂજી મારા કેવી રીતે તારણ થાશે,
કેવી રીતે તારણ થાસે જવાસે અલીની પાસે; કહોને.
ગુરૂ કહે ભક્તિ સારી દુનિયાથી રહેવું હારી;
જુઓ મનમાં વાર્તા વિચારી, સફળ બુદ્ધિ થાસે તારી. કહોને.
ગુરૂ કહે રહેવું સંસારી બંને જોડે નરને નારી;
દાન ધર્મ કરવું ભારી સગાળસાહની વાત વીચારી. કહોને
કાળ ક્રોધ મોહને મારી ઉઘાડો સ્વર્ગની બારી;
જ્યોતિ ભલે નુરમાં તારી થશે તને આનંદકારી. કહોને.
પીતા અને માતા તારી સેવા તેની કરવી સારી;
અલીજી લેસે સ્વીકારી રાજી થશે દેવમોરારી. કહોને.
અંબારામની શિક્ષા સારી માની લેજો નરને નારી;
હીરો ભયા આનંદકારી, ધન્ય ગુરૂને બલીહારી. કહોને.

---

## ભજન (૬૨) ગાફલ ગમાર તારી શી ગતી થાશેરે. એ રાગ.

મુરખ જીવ તું શું મીથ્યા સુખ માણે,
કલ્પના કરે છે કુડી વખત કેવી જાય છે રૂડી;

ગુમાવા શું બેઠા મુડી ઠગાઇને ઠેકાણે. મુરખ.
મદમાં ફરે છે માતો ગુણ નથી નકલંકના ગાતો,
મોટાઇની ના કર વાતો પોત પોતાને શું વખાણે. મુરખ.
મારૂં મારૂં શું કરે છે ફોગટ ફેરા શું ફરે છે;
ભક્તી કરતાં મરે છે આવા રૂડા ટાણે. મુરખ.
ભજમાં છે સૌથી સારૂં બીજું સરવે છે નઠારૂં;
થવા કાળે તે થનારૂં લેખા પ્રમાણે મુરખ.
હીરો કહે છે પોકારી કાયા કરમાશે તારી;
જીંદગી નથી રહેનારી નક્કી વાત જાણે. મુરખ.

---

ભજન (૬૩) ગભરામણ મને ઘડપણમાં આવે છે ઘણીરે. એરાગ.

આ કાચી કાયા તો જાશે પડી પડીરે
આ કાચી જાણી કાયા માટે મુક મમતને માયા;
સહુ જૂઠું જાણી લેજો ભક્તિમાં લાગુ રહેજો,
આ મોંઘો મનખો નાં ખોશો રડી રડીરે. આ કાચી.
આ સગાં સાગવી વ્હાલાં એ થોથાં છે સહુ ઠાલાં,
અંતે કોઇ તારૂં નથી તું શીદ મરે છે મથી;
પસ્તાવો બહુ થાશે તને છેલ્લી ઘડીરે. આ કાચી.
તું બાળપણામાં રમતો જુવાની મદમાં ભમતો,
ઘડપણે ગોવિંદ ના ગાયા મુકી નહિ મમતા માયા;
એ માયાતો કાયાને ખરે નડી નડી રે. આ કાચી.
અંતે કોઇ નથી તારૂં તું જો દીલ ખોલી તારૂં,
તું ભજન કરીલે ભુંડા મોટાઇનાં ભાગ નવ કુંડા;
મોટપમાં મુક્તિ નહિ મુવા તને જડીરે. આ કાચી.
આ હોય શીખામણ સારી તો માનો નરને નારી;
મોલા અલી ચરણે રહુંછું ગુણ હાજર ધણીના ગાઉછું,
આ હીરો ગુણ ગાય અલીના પગે પડીરે. આ કાચી.

---

## ભજન (૬૪) જુગદીશ જપરે, એ રાગ.

પ્રભુ તને મળશે તારૂં મન રાખ ઠેકાણે,
તું દો દસ મર ના દોડી ભાગ્ય વિણ ના મળે કોડી;
કર ભક્તિ દ્રી કર જોડી તો ભાગ્ય તારૂં ફળશે. તારૂં.
જો કુડ કપટ પરહરશો તનમન પ્રભુને અરપશો,
જુગપતિને ઝટપટ જપશો તો મુક્તિ મળશે. તારૂં.
જો ધર્મ પુન્યદાન કરશો જો પરનીંદા પરહરશો,
જો ધ્યાન ધણીનું ધરશો તો પાતક ટળશે. તારૂ.
કદી જુઠી વાત નહીં કરશો મુખ મીઠાં વચન ઓચરશો;
ભલું વેરીનું કરવા ફરશો તો દુઃખડાં ટળશે. તારૂં.
હીરો કહે હરામખોરી મુકીને ભજ અલ્લી અસત્ય ચુકીને;
દીલ રાખ શુદ્ધ થઇને તો ભક્તિ ફળશે. તારૂં.

---

## ભજન ( ૬૫ ).

ભાઇઓ તમે મોટાઇ મુકીને ભજો રામા,
એ તો છે બધા જગતના ભામા. ભાઇઓ.
કોઇ કહે મારે છોકરાને છૈયા કોઇ કહે છે મારે ગામા,
કોઇ કહે કે મારે બંધવની બેલ છે એ તો જગતના ભામા. ભાઇ.
કોઇ કહે છે મારે સાસરીનું સુખ છે સારી મળી છે મને સામા,
કોઈ કહે છે કે મારે જમાઇને દીકરી એ પણ જગતના ભામા. ભાઇ.
કોઇ કહે કે મારે સોળ સણગાર છે છે મારે જરકસીઆ જામા,
કોઇ કહે છે કે મારે જણસોના જોડ છે એ પણ જગતના ભામા. ભાઇ.
કોઇ કહે છે મારે ધન દોલત છે મોટાં કીધાં છે અમે કામા;
કોઇ કહે કે અમે નાતના પટેલીઆ એ પણ જગતના ભામા. ભાઇ.
મોટાઇનો મારગ નહીં મુક્તિનો મોટાઇ મુકી દે મારી સહામા,
હીરો કહે અલ્લીના ભજન વિના જગતમાં સરવે સમજો ભામા. ભાઇ.

---

### ભજન ( ૬૬ ) નીતનીત જપીએ એ રાગ.

સંતોની શાક્ષથી સાચા નકલંકનું નામરે,
ગુરૂ નામની સાથે કામ સાથે કામ સુભનામરે. સંતોની.
ભક્ત જનોના નાથ ભવ દુઃખ ભાગવા વાલા;
નથી બેસતો તને દામ. તને દામ. સુભનામરે સંતોની.
જે જન જેવી તારી ભક્તિ ભજાવે પ્રભુ,
પુરા પાડો છો તેની હામ તેની હામ. સુભનામરે સંતોની.
સતના આધારે જેણે સુકૃત્ય કીધાં વાલા,
તેઓને આપ્યાં નિજધામ નિજધામ. સુભનામરે સંતોની.
કુડી કલ્પના કરી તુજને આરાધ્યા અલી,
તેને તેં દીધા ઉના ઠામ ઉના ઠામ. સુભનામરે સંતોની.
હીરાનો વકીલ હાજર ઇમામ સ્વામી વહાલા,
તેતો ઠરવાનું દેસે ઠામ દેસે ઠામ. સુભનામરે સંતોની.

---

### ભજન ( ૬૭ )

પ્ર—સાચું કહો તો સારૂં લાગે મારી વૃતિ બાઇરે,
સાચું કહો તો સારૂં લાગે;
સુંરે કરવાથી મારાં પાતક ટળસે બાઇ,
સું કરવાથી ભ્રમણાં ભાગે. મારી.
સુંરે કરૂં તો હું તો પ્રેમ પદ પામું બાઇ;
સુંરે કરૂં તો પતો લાગે. મારી.
ઉ—સંતોસે સાહેબ તને મળશે મારા માનવ વીરારે,
સંતોસે સાહેબ તને મળશે.
ગુરૂના જ્ઞાને તારી ભ્રમણાગુ ભાગે વીરા,
પુન્યથી પાતક તારાં ટળસે. મારા.
ભાવ ભક્તિથી તમે પ્રેમ પદ પામસો વીરા;
પુરા પ્રેમથી પતો મળશે. મારા.
ગાય છે હીરો હાજર જુમાને ચરણે વીરા,
વેઠના વારો તારો ટળશે. મારા.

---

## ભજન ( ૬૮ ) રાગ માઢ.

તારો અવસર એળે જાય માણીગર મોહીસું રહીયો,
કાયા રતન છે કારમું જેમ નદીએ વહેતું નીર;
આજ કાલમાં જાતું રહેશે ચેતી લ્યોને મારા વીરરે. તું મોહી.
બાળપણું રમતમાં ખોયું જુવાનીમાં ત્રીયા રાજ;
ઘડપણ ગાંડાઈમાં કાઢયું સું નકટાને નથી લાજરે. તું મોહી.
જુઠીરે માયાની જાળમાં તું ફસાઇ રહીયો ગમાર,
લાજ વિનાના માનવી તારો એળે ખોયો અવતાર. તું મોહી.
મોહ મત્સરને ત્યાગીને મુકો કુડ અભિમાન;
સતપંથની સાનમાં રહીને ભાવે ભજો ભગવાનરે. તું મોહી.
ચતુર હસે તે ચેતસે ઊંઘસે હરાયા ઢોર,
હાથ જોડીને હીરો કહે અલી રાખોને કાંઈ ઠોરરે. તું મોહી.

---

## ભજન ( ૬૯ ) આંખ્યો કેમ ફુટી એ રાગ.

કાયા ગઢ કાચો ગઢ કાચો તમે સરવે માનજો સાચો. કાયા.
આજ કાલમાં પડી જવાનો ઢાળી બેઠા માંચો,
અવળ સવળ એ ધોલો મારી ભાગી નાખસો ડાચો. કાયા.
ઓસડ કરો વેસડ કરો લેવરાવો એને લાંચો;
મુવા પછી એને ઝટપટ લેજો જરા નવ ખાસો ખાંચો. કાયા.
આ અવસરમાં અલી ભજી લ્યો પડસો નહીં કોઈ પાછો,
નકલંક ચરણે બંદગી કરીને સબદ વ્હોરી લ્યો સાચો. કાયા.
આ પદમાં કંઈ જૂઠ હોય તો વેદ પુરાણ લઇ વાંચો;
સાહેબ લેખાં લેસે ત્યારે પરખાસે જુઠો કે સાચો. કાયા.
અંત વેળા સહુ અળગું કરીને મોહનમાં મન ખેંચો,
હીરા હરખ મુક્તિનો હોય તો આમ અલીને જાચો, કાયા.

---

ૐ

## ભજન (૭૦) પરભાતીયું.

ભજન કરી લે ભાવથી તારા ભજવાના દીન જાય છે,
મોત છે સહુની સુઠમાં તારી ઉમર ઓછી થાય છે;

વચન આપીને આવીઓ પ્રાણી અહીં શું ગોથાં ખાય છે,
પઇઠેલું નથી પાળતો કુડી કરણીમાં કુટાય છે. ભજન.
સુખ દેખી સંસારનું મુરખ મફત શું મલકાય છે,
મુક હીસાબનો આંકડો તારા ખાતે ખોટ લખાય છે. ભજન.
પુન્ય કરવાનું થાય છે ત્યારે પાસેર રાબડી પાય છે;
ઘડી પછી એને ગણી બતાવીને ધુળ મેળવવા ધાય છે. ભજન.
સુખડું સામાનું જોઇ મુવાનું મુખડું મરડાઇ જાય છે,
પાપનો ઘડો ફુટે છે ત્યારે ઘણા ધોદા ખાય છે. ભજન.
મરણ આવે છે ઢુંકડું ત્યારે ભગત જેવો થાય છે;
મુક્તિ ક્યાંથી મળશે હીરા ગુરૂ વીના જે ગાય છે. ભજન.

---

## ભજન (૭૧) બાહ્મણના બંગલે.

અલીનું નામ મને પ્યારૂં બીજું તો બધું ખોટું લાગે છે,
માતા મહાદેવ પથરા પીરાણું એવા મીથ્યા સુખને સીદમાણું;
તે તો બધું ખોટું લાગે છે.
નાળીયેર ફુલને મીઠા મલીદા એતો એવું માગે છે નજરાણું. તેતો.
ધુણવું ધડકવું દોરાને ધાગા મધ માંસનું માંગેછે એતો ખાણું. તેતો.
ફેલ ફીતુરને ઢોંગ ધુતાઇ એવું દેખીને મન ગભરાણું. તેતો.
ભ્રમણાની જાળમાં આ ભવમાં ભટકાઇ મુવા,
નામ જાણ્યા વીના માણસ ગુંચાણું. તેતો મારૂં ખરૂં કેવું છે.
સાચા ગુરૂ મળશે ત્યારે ભ્રમ વાયુ ટળશે;
રાત ાવત્યા વિના નહીં વાય વાણું. તેતો મારૂં ખરૂં કેવું છે.
અઘોર નિંદ્રામાંથી જીવોને જાગી,
ફેર નહીં મળે આવે ટાણું. તેતો મારૂં ખરૂં કેવું છે.
અમર અવિનાસી અકળ રૂપ વાસી;
એવા ધીંગા ધણીનું ગાઇ ગાણું હીરાને હરી ચરણે રહેવું છે..

---

## ભજન (૭૨) રાગ પીલવાઇ.

હીસાબ અલીને આપો મારા ભાઇઓ,
રાજી થઇને બોલો કહે સું તું કમાઓ. હીસાબ.

ભીખારી વેડા કરી પ્રથ જમાવ્યો;
ખાધું નહી પોતે જરી મનખો ગુમાવ્યો. હીસાબ.
શ્રીમંત થઇને પોતે રહીયો તું જગમાં,
મારી તે કુહાડી હાથે પોતાના પગમાં. હીસાબ.
લીધો નહીં લાવો કોઇ જાતનો ભુંડા;
પેહેલું ના જાણ્યું જરી હુંસા કે કુંડા. હીસાબ.
ટટુના જેવો બન્યો તું બુઢાપણમાં,
લાલચનો માર્યો જીવ ડુબ્યો ડહાપણમાં.
દીલ ભીતરે દેખો ધર્મ મુળ છે ઊંઠાં;
હીરા રહેસે સુવાસ ભલાં કે ભુંડાં. હીસાબ.

---

## ભજન (૭૩) રાગ ધોળ.

સખી દીવસ દીવાળીનો આજ મારા આંગણીએ,
સખી બાંધ્યા છે તોરણ બહાર આંબા પાંખડીએ;
આજે અલી પધાર્યા મારે ઘેર સાંભળો સાહેલી,
મારે હૈયે હરખ ના માય આનંદની હેલી. સખી.
સખી સત્ય અલીજી દેવ મારા મન વસીયા,
નકલંક સુંદીર શ્યામ રંગના છે રસીયા. સખી.
સખી વધાવો નકલંક નાથ મળીને સહુ વાલાને;
સખી પહેરાવો પુષ્પની માળ નકલંક વાલાને, સખી.
હીરાને થયો આનંદ ધોયા પાવ દુધડીએ;
આજે મળીઆ માગ્યા મેહ વરસ્યા મોતડીએ. સખી.

---

## ભજન(૭૪) લે લાગીરે લે લાગી એ રાગ.

જાઉ વારીરે જાઉ વારી અલી નામ ઉપર હું જાઉં વારી;
કાયા નગરનો કેવો કોટ બનાવ્યો ફરતી મુકી છે મહીં દસ બારી. અલી.
પાંચ તત્વથી પાયો રચાવ્યો ત્રીગુણે થયો તૈયારી; અલી.
અકલ નકલંકે નગરી રચાવી શોભા બની છે એની બહુ સારી.અલી.
ચાર વરણ માંહી વાસો વસે છે રાજ કરે છે એ કારભારી. અલી.

આ નગરીથી ન્યારી એક મઢી બીરાજે એમાં અનામી
બાવો સદા બ્રહ્મચારી. અલી.
નજરે જોએ તોએ જોવામાં ન આવે અદૃષ્ટથી જુવે છે શુરા
સંત ભારી. અલી.
સદગુરૂ મળશે ત્યારે ભ્રમણાયુ ટળશે હવે હીરાને આનંદકારી. અલી.

---

### ભજન ( ૭૫ ) પરભાત સ્તુતિ.

પ્રાણના નાથ તું રહેજે મારી સાથ તું જ્ઞાન કર ગરીબને દીન જાણી
કષ્ટને કાપજે શ્રેષ્ઠ કરી સ્થાપજે દીન દીન દાસી તારી ગાસે વાણી
પીયુજી પ્રાણપતી આપ મુજને ગતી પ્રાપ્ત કર મુજને તુજ જેવું.
સાયર સરીતા ભળે ભક્તને હરી મળે ગોતતાં જ્ઞાન થાય મુજને એવું;
બાપ તું બાપતું દુઃખને કાપતું નામના ઠામમાં ઠીક ઠારો;
એટલો દાસને વાસજો આપતો સંગમાં સીધસે પ્રાણ મારો.
કુડ કપટને આપ અળગા કરો અરજ આ અમતણી ધ્યાન ધરજો.
બાળને આળતો હશે હમણાં ઘણા મુજ પર મહેર કરી માફ કરજો
ગુરૂ કીરપા કરી બુદ્ધિ કરો પાધરી આપજો મુજને સાન સારી;
અરજ હીરો કરે ધ્યાન રૂદીએ ધરે અલી તુજ ચરણમાં દાસી તારી.

---

### ભજન (૭૬) રાગ ઉપરનો.

મહેર મહારાજ કર મુજપર આજ તું તુજને લાજ જો હોય વહાલી;
દીલમાં દાસ પર લાવ દયા જરી સીધું ઉતાર મુજ બાંહ્ય ઝાલી.
જગતને ભક્તએ સહુનો માબાપ તું તુજ વીના સાર મારી કોણ કરસે
દાસના દુઃખને કોણ અળગા કરે તુજ વીના ધ્યાનમાં કોણ ધરશે.
ઇન્ડ ને પીંડ બ્રહ્માંડ વ્યાપી રહ્યો જ્યાં જઇ જોઉં તો ત્યાં તુજ હોશે
અકળ ગતી તુજ તણી સર્વને. તું ધણી સંતોને સુખ તો તુજ દેશે
ધન્ય છે ધન્ય છે ધન્ય તુજ નામને નામના નેકીને તુજ ન્યાળે,
જેણે નામ ગ્રહણ કર્યું ધ્યાન રૂદીએ ધર્યું દીનને ઓ અલી તુજ પાળે
[illegible] મંત [illegible] નામને ધ્યાનમાં જેણે ધાર્યું
એ દાસો [illegible] નામમાં [illegible] જન્મ મરણનું કામ સાર્યું

સાર સેવક તણી કરજે શામળા, કાળની જ્વાળનો ભય છે ભારી
આ અર્જ હીરો કરી કહે છે કરગરી દીલમાં જાણજે દાસી તારી.

---

### ભજન (૭૭)

રૂદીએ રટણ કર રામનુંરે જાય છે ભજવાનું ટાણું રે;
ઘડીનો ભરૂસો કોઇને નથી કેવી રીતે વાસે વાણું રે. રૂદીએ.
કાયા કસુંબાનો રંગ છે રે ઉડતાં નહીં લાગે વારરે;
સર્વે સદ્‌ગુરૂને સેવજો ઉતારશે ભવપારરે રૂદીએ.
માયા મણીને શું મોહી રહ્યો રે રૂદીએ કરજે વિચાર રે;
સુખ તો સ્વપના જેવું કારમું એમાં જૂઠું નહીં લગારરે. રૂદીએ.
દયા દીલમાં જે રાખશે રે જ્ઞાન ગરીબી વિચારરે;
સંતોની સાનમાં જે સમજશે તેનો તરત આવે પારરે. રૂદીએ.
સરીતા સાયરમાં સમાય છે રે જોત જ્યોતીમાં સમાયરે;
એવી રીતે સંત સમાઇ જાય છે પ્રભુના ચરણે લય થાયરે. રૂદીએ.
પ્રભુના ભક્તને દુઃભશેરે તેનું થાય નહીં કલ્યાણ રે;
પળમાં ફના તેનું થઇ જશે એવું નિશ્ચે કરી જાણ રે. રૂદીએ.
ભલું જાણી ભજો નાથનેરે હીરો કરે છે પોકારરે;
જય બોલો નકલંક દેવની ધણીના નામને બલીહારરે. રૂદીએ.

---

### ભજન (૭૮) રાગ ધોળ.

સદ્‌ગુરૂ સમરથ મુજને મળીઆ ભય ભ્રમણા ભાગીજોને;
અધર તખત પર જયોત જલ્રત હે ઉઠને જોતું જાગી જોને.
ગગન મંડળમાં ગુરૂ હમારા તે જન્મો જન્મના ત્યાગી જોને;
અખંડ સદાવ્રત તેને ત્યાં છે જોઇતું લેજો માગી જોને.
નકલંક ચરણે ગાય છે હીરો રામ નામ લેહ લાગી જોને.

---

### ભજન (૭૯) રાગ ધોળ.

રામ નામની માયા મોટી સમરો નરને નારી જોને;
ભવસાગરમાં ભગત પડેલા તેને લીધા તારી જોને.

રામ નામ જેણે વીસાર્યું તે નર બેઠા હારી જોને;
માંજારીના બચ્ચાં ઉગાર્યાં રામ જપે કુંભારી જોને.
હીરો રૂદીએ રટણ કરે છે અલી નામ પોકારી જોને.

---

ભજન ( ૮૦ ) પાણી ભરવાને ગઇતીરે એ રાગ.

ચાલો સુરતી સાહેલીરે અમર વર વરવાને;
રહેણી કરણીમાં રહીનેરે પ્રીતલડી કરવાને.

સાખી.

વિવેકની વાતો કરી લાભ લગ્ન લેવાય,
સાન શ્રીફળ ચીત ચાંદલો જેથી સીધુ તરાય. ચાલો.

સાખી.

માનના મંડપ રચાવજો સંતોષથી સાંત થાય;
કર્મના કંસાર કરાવીએ જુગતે જમણ જમાય. ચાલો.

સાખી.

મહેર કરી મીંઢળ બાંધજો સદગુરૂ ગોરજી રાય;
આસ્તાની અસ્તાળીઓ વાંચજો ચોરી માંય. ચાલો.

સાખી.

ચાર મંગળ ચતુરાઇથી પુરાં કરો મહારાજ;
દયા કરી દાસ ઉતારજો અમરતમેં મમરાજ. ચાલો.

સાખી.

સુરતી બેન પરણી શ્યામસું જઇ બેઠા નિજ ધામ;
નકલંકી નાથ ભેટતાં પુરી હીરાની હામ. ચાલો.

---

### ભજન (૮૧) રેખતો ૧ લો.

મ હરૂં માહરૂં કયા કર મુરખા, તાહરૂં નથી એક તન તારૂં;
માયાના ફંદામાં આવી પડીયો જોને વિચારી તું આપ સારૂ.
સગાંને જગાએ શ્વાસ લગી તાહરાં, શ્વાસ ગયે સહુ શાન્તી ભાસે;
હીરો કહે હજુ લગી સમજયો નહીં મુરખા, પાપને પુન્ય બે હારે થાશે

---

### ભજન ( ૮૨ ) રેખતો ૨ જો.

જુરે સંસારકી બાજી સબ જુઠ હે સંતકી સંગત એજ સાચી કહીએ;
ભવમાં આવીને કમાઇ તો એજ હે કે સદ્ગુરૂ શર્ણ નીત નીત સહીએ.
પીયુની સાથે સહુ પ્રીત સાચી કરો, ભજન કરો નકલંક દેવ કેરૂં;
ગગન આસન કરી મગન મનને કરો, હીરો કહે તોજ કામ થાય તારૂં.

---

### ભજન (૮૩) રેખતો ૩ જો.

માન તું માન તું મન કહે માહરૂં, દોડસ નામ પર અમથું દોડી;
જ્યાં જઇશ ત્યાં ભાગ્ય આગળ છે હાથમાં નહીં આવે એક કોડી.
સરકોની પેઠે શીદ સટકી જાય છે તું ઘેર રહેને કહું છું હાથ જોડી.
હજુ હીરાને શીદ પ્રજાવે તારા દીલમાં દયા જરા રાખ્ય થોડી.

---

### ભજન (૮૪) રેખતો ૪ થો.

કીધામાં રહીશ તો કામ તારૂં થઇ જશે માન મુરખ મન મુઢમતી;
મારી શીખામણમાં ફાયદો હોય તો નકલંક સેવને રાખ ગતી.
માનવું હોય તો ગરીબનું માનજે વારે વારે શું કહું કથી;
આટલું કીધે જો નહીં માનતો હીરો કહે છે તને લાજ નથી.

---

### ભજન (૮૫) રેખતો ૫ મો.

હીસાબ અસલી તારા હાથનો શોધસે, ભીતર સમજીને જરા જોને સુવા.
રાખ તું સાનને મેલ ગુમાનને, ખાવા પીવાને મેલ સુખે સુવા.

ખોજ કર જ્ઞાનકી ગુરૂકા નામકી ભજન કરીને જાણ લીધી ભારી;
લાભ લેવા આવીઓ ગુરૂ ગમ મનાવીઓ હીરો કહે છે જાણે જઇશહારી.

---

### ભજન (૮૬) રેખતો ૬ ઠો.

ગુરૂ મીલે સુખ થાય ગુરૂ મીલે દુઃખ જાય, ગુરૂ મીલે કાળ ગ્રાડ
પાડકે જાતા હે;
ગુરૂ મીલે જ્ઞાન વધે ગુરૂ મીલે ધ્યાન વધે ગુરૂકે બચન હંસ
નીજ ધામ આતા હે.
એસા ગુરૂ લહેરી પુરા એસા ગુરૂ કળીએ સુરા, સ્વાર્થકું છોડ દે કે
પરમાર્થકુ ચાહતા હે.
હાથ જોડી હીરો કહે ગુરૂકે ચર્ણમેં રહે અલી નામ જપી કરી
મન મગ્ન હોતા હે.

---

### ભજન (૮૭) રેખતો ૭ મો.

સાચા ગુરૂ કીસ્કુ મીલે દ્રષ્ટાંતસે દેખ લે
મીસરીકી મુઠી લે કે મીટીમેં મીલાય દે;
હવે મનુષ્ય જાતીથી મીસરી મટી જુદી થાય,
મીટી માંસે મીસરી બધી મુંગીઓક ચુંન ખાય;
મુગીથી મનુષ્ય જાતિ જીના મસ્ત હોકે રહેવે,
હાથ જોડી હીરો કહે ઇસકુ મીલે ગુરૂ દેવે.

---

### ભજન (૮૮) રેખતો ૮ મો.

સીરપર બાલ હે ઇસ બીધ કાલહે, કાલકે મુખમેં સબી જાના;
કામ કુડા કરી નામ અલી વીસરી, જોઇ જંજાળ ને ગોથા ખાતાં;
મોહ મત્સર અહંકારમાં ફુલતાં છાતી કહાડી ચાલે છેલઆના.
નામ નહીં સુજતાં જ્ઞાન નહીં બુજતાં ગદ્ધા જેસા ફીરે મદમાતા.
કાલકી જાલમેં કયું ફસા રહે, ખુલી આંખો કરી દેખ આતા;
પુન્યકી ખોટ હે પાપ પુષ્કળ હે હીરો કહે ઇસ બખત ખ્યાય લાના.

---

## ભજન (૮૯) પલેગનો રાસડો.

પલેગ પાપી પરવાર્યો ભારી, દુનિયા તેથી રહી છે હારી;
ત્રણ હજારની સાલમાં એતો આવ્યો તો એશીયાખંડ.
મીસર દેસના માનવીરે તમે આપો પ્રભુને દંડ;
ઉંદરડો ને ગાંઠ સોનાની, મટવા માટે પ્રભુને માનીરે.
ઓગણી એકાવનની સાલમાં, આવ્યો મુંબઇ બેટની માંય;
ફટ ફુટે છે ફોલ્લારે તેથી માનવી મરી જાય.
હાલકલોલ શહેરમાં હાલી વાતો દેશાવરે ચાલીરે;
બાર મહીના મુંબઇમાં રહીને, પ્રસર્યો વાયુનો તન.
મેલી ગુજરાતમાં ગાંઠીઓ આવ્યો, તુટી ગયું સૌનું મન;
મન ના રહીયું કોઇનું ઠેકાણે, માણસ વેધ્યું સેસ્તર બાણેરે.
સુરતમાં તો સારૂં ના થયુંને, ભરૂચ ભાગ્યું જાય;
વડોદરાના વરણાગીઆરે, તે બેઠા ઝોલા ખાય.
ગજબ ઘાલ્યો ગાંઠીઆ રોગે મલ્યા પેલા ભવના જોગેરે;
સરકાર સુબાએ સાન કરી, કોરાન્ટીઓ ઘાલી બહુ.
ડાકટરનો જાણે રાફ ફાટયો, ભાઇઓ મુકાવો સહુ.
રસી મેલે રોગ ના જાયે, ઉલટી પીડા વધતી થાયેરે.
દેસાવરે માણુસ નાસવા લાગ્યું ગાડીએ બેસીને ભાઇ;
ટીકટ લઇને ગાડીએ બેસે, ગાડીઓ ચાલતી થાય.
ઉતરતાં તો ડાકટર ઝાલે લુટવા માટે લાંચ બહુ આલે રે
કાઠીયાવાડમાં ગાંઠીઓ ગયો પડી ગયો સહુને ત્રાસ.
હાટ હવેલીને માળીઆં મુકી, વગડે કીધા વાસ;
જેને જરા ગાંઠ જણાએ, તેનું સગું કોઇના થાએરે.
મારવાડમાં મહાલયો ઘણુંને ગયો છે લંકા બેટ;
રામ રાજાએ રાવણને મારીને, પોચાડી દીધો તો ઠેઠ.
એવું રોયું ગાંઠીયું પેઠું, લંકા લોક હારીને બેઠુંરે;
ડાક્તર થાકયા દવા કરીને, થાકયો બધો સંસાર.
હવે અમે પ્રભુ હારીને બેઠા, સાંભળજો પોકાર;
માફ કરો પાપ હમારાં, અમે છીએ બાળ તમારા રે.
અમારા પાપનો પાર નથી, પ્રભુ તમે તો દયાળુ દેવ.

હાથ જોડીને હીરો કહે પ્રભુના રાખો એવી ટેવ,
રહેવા દેજો આવો ચાળો સુખે નકલંક સહુને પાળોરે.

---

## ભજન (૯૦) કોડીલા કયાંથી પધાર્યા કામણરૂપ ધરી એ રાગ.

રસીયા વાલમ પધારો આજે મ્હોલે મારા કહુછુ વૃજદારા જોડીને મારા.

સાખી.

આજ કથા નકલંકની પધારો સુંદીર શ્યામ,
સેવક સહુ ટોળે મળ્યા પાવન કરો આ ઠામ;
નામ જપીએ તમારૂં ગુણ ગાઇએ મળી,
દુઃખડાં જાએ ટળી જઇએ ભજનમાં ભળી. રસીયા.

સાખી.

દરસન કરીને આપતાં પાપી થયો પાવન,
તન મનથી સહુ માનીએ સફળ થયું જીવન.
લાભ પાયા દરસનનો આજે હમે ભલે પધાર્યા તમે,
હરીજન ચરણે નમે. રસીઆ.

સાખી.

ભક્તને આધીન ભુદરા પ્રેમ વસ હંમેશ,
સામળીઆ સુખના ધામ છે. નટવર વાળે વેસ.
દાસ આશા રાખે છે સદા તારા ભણી સહુનો તુંછે ધણી,
તમે છો પારસમણી. રસીઆ.

સાખી.

અકળ કળા છે આપની કોઇથી કળી નવ જાય;
જે જન કળા કળી શકે તેજમાં તેજ સમાય.
ભુલ હસે અમારી ગુનાહ હસે ઘણા તમોમાં નહી મણા,
નાથ છો હીરા તણા. રસીઆ.

---

## ભજન (૯૧) થોક પહેલો.

સરસ્વતી માતાને સમરૂં અક્ષર આલોને માય,
નકલંક નામ નીરંજન કેશ ગાએ પાવન થાય.

દસમ સવારી દીન લગી ગાય કાયમ પછાડા સાર;
ભટ પંડીતને કાજી મુલ્લાં ભેદ ના લહે હરીનો પાર.
સુમરા નગરથી આવે મીરાં નકલંક જેસા નામ,
સેરા ચડાવે દીનકા સારી શ્રૃષ્ટિ કરે સલામ.
હજરત પીરે હુકમ ફરમાયા હનમંતકુ બોલાયા;
નવ ખંડમાં નોતરા દીધાં સરવે દેવકુ તેડાયા.
કોણુ કોણુ નર આવેગા ઉસકા ન લહુ પાર,
ખાન ખોજા સેખ સૈયદ મુમન મલ્યા લખ ચાર.
બડે બડે નર આવેગા અલખને અધીર;
ગરૂડ ગોરખ સામ સુખદેવ બળવંત હનમંત વીર.
પાદશાહ આવે મોલમે આવે ઓરી ખાન,
આબલ કાબલ મુગલ આવે મેરા શાહેબકા ફરમાન.
બાર મણકા તીર હોગા ત્રીસ મણકી કમાન;
એસા યોદ્ધા આવેગા સાહેબકા દરબાર.
છ ગજકા છરા હોયગા છત્રીસ ગજકા ગર્જ,
અઢાર ગજકા ખાંડા હોયગા એકત્રીસ ગજકા અર્દ.
બખતર પાખર ગુજી હોય સહુ પહેર લીયા કીરતાર,
જમીન આસમાન ધ્રુજવા લાગી તો આપ હુવા સવાર.
કોણ ચેતા કોણુ અચેના કોણુ રહીયા ભરપુર;
ચેતા આલમ ચેતા ઘોડા ચેતા આલમકા નુર.
કોણ કાફ્રર ને કોણ હરામી કોણુ ચેતા ન હોય,
કાફ્રર કાળીગા ચેતા ન હરામી તો દુસરા નહી કોય.
મેં તેરા ચાકર મેં તેરા બંદા અમોપર હેત કીજીયે;
ભણું માલ હું જયાં જયાં સમરૂં ત્યાં ત્યાં ઉત્તર દીજે.

---

## ભજન (૯૨) થોક બીજો.

મેઘા ડમર છત્ર ભયા દેવ તેત્રીસ કરોડ આયે,
એંસી લાખ દળમાં દીવા બળે તો ગીરવરકુ ગીરાએ.
જાગ જગની જોગણી જાગ નવ કુળ નાગ;
બાર કરોડ બળ રાય જાગે ત્યારે ધરતી દયગા સાગ.

આઠ લાખ અરજુન આવે ધનુષ્ય ધરીને અપાર,
નવ લાખે નીકુલ આવે કુન્તાના કુમાર.
આઠ લાખે સહદેવ આવે બડા ચકર હાથ;
ભીમ ગદા ધરી આવેગા એંસી લાખ લશ્કર સાથ.
મેં તેરા ચાકર મેં તેરા બંદા અમ ઉપર હેત કીજે,
ભણુ માલ હું જ્યાં જ્યાં સમરૂં ત્યાં ત્યાં ઉત્તર દીજે.
ત્યાં ત્યાં ઉત્તર દેજે તારા સેવકને સંભાળ,
મન વાંચ્છીત ફળ પુરજો અલી ભક્તના દાતાર.

---

## ભજન (૯૩) હીંદુ મુસલમાનની ઐકયતા.

ભાઇરે નામ સમજીને બેસી રહીએ,
આત્મા ચીન્હીને મન મગ્ન થઇએ. ભાઇએ.

રામને રેમાન તમે એક કરી માનજો;
કરમન કરી એક કહીએ.
વિષ્ણુ બીસમીલ્લાહમાં ભેદ નથી,
ભાઇ અલા અલખ એક લઇએ. ભાઇરે.

ગોવિંદ ગફુર તમે એક કરી જાણજો,
મોલા માધવ ગુણ ગાઇએ;
હરી હક તાલાનો ભેદ મેંતો જાણ્યો,
હવે ચોરાસી માર સીદ ખાઇએ. ભાઇરે.

પરવર દીગાર પરમેશ્વર એક છે,
નબી નારણ ચોંટયાં હઇએ;
ચોખા ને ચાવલ એક ડાંગરથી,
જાણુતો તેના ચેલા થઇને રહીએ. ભાઇરે.

બાપુ સાહેબ કહે એક નામ પાકછે ને બીજું નાપાકછે,
એવું સમજ્યા કહો કયાં જઇયે;
જે જે કરીએ સાધન તેને પડે છે સાંસાં,
હમે બ્રહ્મજળમાં નિત્ય નહીયે. ભાઇરે.

---

## ભજન (૯૪) ચોપાઇ.

સાચો સતપંથ છે હમારો; કળીયુગમાં છે કલ્યાણ ગારો;
હમે વધામણી લઇને આવ્યા, નકલંકની નિસાની લાવ્યા.

આવો નકલંકી નૌકામાં બેસો, ભજન ભુવનના દ્વારમાં પેસો;
ધ્યાન નકલંક ધણીનું ધરીએ, ભજન કરીને ભવસાગર તરીએ.

પુરી થાય છે આગમની વાણી, આવ્યા ઓળખી લ્યો સારંગ પ્રાણી;
સોઘાં વેચાયાં સુવર્ણ ધ્રુજી ઉઠ્યા ત્યાં ધરતીના ધરણ.

દુષ્ટ દુકાળો દુનિયામાં વ્યાપ્યા, ખડકવતી ખલકમાં બહુ કાપ્યા;
એકાકાર થઇ છે વરણા વરણે, પુત્રીના પૈસાથી પીતાજી પરણે.

એવાં હજારો નેટાં મળીઆં, ત્યારે પ્રગટયા પ્રભુજી અકળીઆ;
ધર્મને સ્થાપવાને દૈત્યોને હણવા, ભકતોને તારીને કાજ પુરા કરવા.

આવ્યા નકલંક અલી અધીકારી, મોક્ષની ઉઘાડવાને બારી;
હવે હીરાને આનંદ હેલી મારો ૐ અલી નકલંક બેલી.

---

## ભજન (૯૫) મારી હુંડી સીકારો મહારાજરે.

મારા સત પંથના સરદારરે તમે નકલંક ધણી,
મારા મંડળના માલીકરે તમે નકલંક ધણી;
પહેલા જુગમાં પ્રલેહાદજી હરતીનાં સુકરીત કમાય,
સોનાના કળસને સોનાના પાટ ત્યાં બેઠાતો કાયમરાયરે.

તમે નકલંક ધણી.

પાંચ કરોડના તારણ હારરે તમે નકલંક ધણી,
બીજા જુગમાં હરીચંદ્રજી રેવંતના શુકરીત કમાય;
રૂપાના કળસને રૂપાના પાટ ત્યાં બેઠાતા આલમઠ્ઠરાયરે.

તમે નકલંક ધણી.

સાત કરોડના તારણ હારરે તમે નકલંક ધણી,
ત્રીજા યુગમાં યુધીષ્ઠિરજી ગવરીના સુકરીત કમાય;
ત્રાંબાના કળસને ત્રાંબાના પાટ ત્યાં બેઠાતાયા અલીરાયરે.

તમે નકલંક ધણી.

નવ કરોડના તારણ હારરે તમે નકલંક ધણી,
ચોથા જુગમાં પીર સદરદીન અજાના સુકરાત કમાય;
માટીના કળાસને માટીના પાટ ત્યાં બેઠા નકલંક રાયરે.
તમે નકલંક ધણી.

બાર કરોડના તારણ હારરે તમે નકલંક ધણી,
વરતમાન કાળનાં સુકરીત તો ખીરખાંડ અતને ભોજનંગ;
હીરાનો હરી નથી વેગળા જુઓ હાજર ઇમામ નકલંગરે.
તમે નકલંક ધણી.

અનંત કરોડના તારણ હારરે તમે નકલંક ધણી.

---

### ભજન (૯૬) હરીગીત છંદ.

આ સીતોતેરની સાલમાં સત્ય પ્રભુજી સહાય કરો,
જુગદીસ નામું સીસ સ્વામી સેવકના સંકટ હરો.
નવનીધીને અષ્ટ સીધી અખુટ અમને આપજો;
સેવકને સરણે લઈ સંકટ સરવે કાપજો.
અનાથ ના હે નાથ રીજો સાથ જોડું હાથ હું,
મંડળને આનંદ મંગળ સદા રાખો હે પ્રભુ.
આયુષની વૃદ્ધિ કરો સતપંથના નકલંક ધણી;
મુજ પાપ કરજો માફ જોજો આપ મુજ રાંકાભણી.
આ અરજથી જે કરજ હોય તે કૃપા કરીને કાપજો,
સત પંથની જે સત્ય વસ્તુ હરી હીરાને આપજો.

---

### ભજન (૯૭) ચાલો જમના જળ જીલવાને જાએરે એરાગ.

હે જુવો નેઝા ઝળકે છે મારા નાથનારે,
હાજર ઇમામ ધણી છે હજાર હાથનારે. જુવો. નેઝા.
એ કાયમ કપટી કાળીગાને કાપસેરે;
અનંત ક્રોડીને તારણ આપસેરે. જુવો નેઝા.
એ જુવો કળજુગમાં કેવું એનું કામ છે રે,
સુલતાન મહમદ સાચા ધણીનું નામ છેરે. જુવો નેઝા.

એ જ્યારે ધર્મના મૂળ ઊંડા જાયછેરે;
ત્યારે પોતે પ્રભુજી પ્રગટ થાય છેરે. જુવો નેઝા.
એ નકલંગ નામને જપો એ નારણ છેરે,
પ્રેમી જનનો એ પુરૂષ પુરાણ છેરે. જુવો નેઝા.
એ હીરો હરખી નીરખી ને ગુણ ગાયછેરે;
એતો ભજનથી બ્રહ્મજળ નહાયછેરે. જુવો નેઝા.

---

ભજન (૯૮) બીડ ભાગીરે મારી બીડ ભાગી એ રાગ.

જાગીને જુવોરે ભાઈ જાગીને જુવો,
નહીંરે જાગે તે માર્યા વીના મુવો;
કુડ કપટ કાઢયા પછી ધોકડું ધુવો,
ભજન કરો સજન મારા સુખથી સુવો. નહીંરે.
સુરતીને સાધી બાંધી જોતને જુવો,
આગળ જતાં આવે છે વચ્ચે કુવો. નહીંરે.
ત્રવેણી તપાસી જુવો પ્રકાશ હુવો;
કોટડીમાં કાણું ચુલા વચ્ચે ચુવો. નહીંરે.
સહેલ નથી ખેલ એતો સંતને સેવો,
મુખે કહેવાય નહીં છે જોયા જેવો. નહીંરે.
નકલંગને જાણી માણી જોઇને જીવો,
જરણાનું જળ હીરા પ્રેમથી પીવો. નહીંરે.

---

ભજન (૯૯) મનુષ્યની ફરજો વિષે રાગ જીલ્લો.

જન ફરજો અતિ હીતકારી (૨)
વર્ત્તન એવું કરવું વીરા હૃદયમાંહી દ્રઢ ધારી. જન ફરજો.

સદ્‌ગુરૂપર શ્રદ્ધા રાખો આપ માર્ગે ડર ધારી;
માન ધરીને પુજ્ય ભાવથી સેવા કરવી સારી. જન ફરજો.
બીક માન સેવાને શ્રદ્ધા અલી તરફની યારી,
પ્રાણી માત્ર છે પ્રજા અલીની તિહાં ફરજ કાંઈ ન્યારી.
જન ફરજો.

આત્મવત્ સહુને સમજીને પ્રિત ધરો હિતકારી;
પરવર્ત્તન નિજ પ્રત્યે ઇચ્છો તેવું વર્ત્તન ધારી. જન ફરજો.
માત તાતને વહાલ માનથી કરો મદદ મન પ્યારી,
પૂર્ણ માનથી રાજ્ય હુકમ સિર ધરૂવો ધર્મ વિચારી. જન ફરજો.
પાળક ગુરૂ વળી ધર્મ ગુરૂની આજ્ઞા લીયો વધાવી;
માન વિનયથી વડીલ પ્રત્યે વર્ત્તો દંભ નિવારી, જન ફરજો.
પ્રાણી માત્ર કેરી લાગણીઓ વિધવિધ દીલ વીચારી,
દુભવતાના વાણીથી કે વર્ત્તનથી કોઈ વારી. જન ફરજો.

આંચ સાચને કદી ન હોવે સાચ ખરે સુખકારી;
પ્રમાણિક સાચા બોલા થે લયો વ્યવહાર સુધારી. જન ફરજો.
ઇર્ષ્યા આળસ અભિમાનને તજજો વારંવારી,
ચોરી ચાડી ચુગલી આદિ તજવાં અવગુણ ભારી. જન ફરજો.
તિરસ્કાર નવ કરો કોઇનો બનવું મિત અહારી;
પર મિલ્કત પરનીંદા તજવાં દુર્જન મિત્રાચારી. જન ફરજો.
વ્યસન કરો નહીં કાંઈ ચીજનું વ્યસને વિદ્યા સારી,
ઇંદ્રિયપર અંકુસ અતિ રાખો દીયો દુર્ભાવ વિદારી. જન ફરજો.
ફરજ બજાવો સર્વ સમયમાં અલી રાખે સ્થીતી જે, તે પ્યારી;
હીરાનો ઉપદેશ ઉરથી કદી હિયો ન વિસારી. જન ફરજો.

## ભજન ( ૧૦૦ ) આરતી.

જય અલ્લી જય મૌલા જય કરૂણા સિંધુ, અલ્લી.
કરજોડી અલ્લી તારે (૨) ચરણે હું વંદું. જય અલ્લી.

સકળ વિશ્વમાં નાથ સુખ સંપતદાતા, અલ્લી.
વ્યાપી રહ્યા સતાથી (૨) ભય ભવના હર્તા. જય અલ્લી.

પ્રાતઃસમય નકલંક તુજ પદને વંદુ અલ્લી,
સત્કર્મો કરવાનો (૨) વિધી હું આરંભુ. જય અલ્લી.

સાંજે નકલંક નાથ સકળ ક્રિયા મારા અલ્લી;
તુજ ચર્ણે અર્પીને (૨) યાચું કૃપા તારી. જય અલ્લી.

કીધા અતિ ઉપકાર વળી નિત્યે કરશો અલ્લી,
દોષ દયાનીધી મારા (૨) દુર કરી દેશો. જય અલ્લી.

અવલંબન આધાર સત્ય વિભુ તારો અલ્લી;
શરણાગત સેવકની (૨) નીતિરીતિ સુધારો. જય અલ્લી.

નમીએ નકલંક નાથ ધ્યાન ચિત્તે ધરીએ અલ્લી,
હીરા તણી પ્રેમાંજલી (૨) ચર્ણાર્પણ કરીએ. જય અલ્લી.

---

ૐ

# નકલંક ભજન સંગ્રહ.

ત્રીભોવનદાસ કૃત.

## ભજન (૧) પુનમ પ્રગટ્યોરે હો સુજન.એ રાગ.

જેને નકલંક નામનોરે રંગ લાગ્યો તેને જન્મ મરણ ભય ભાગ્યો ટેક.

જુડી માયારે સૌ જાણો જોઇલ્યો વેદ પુસ્તક પુરાણો.

જેને નકલંક.

સંસાર વાડીરે સો ફુલી ગુંચાઇ મુવા પ્રભુને ભુલી.

જેને નકલંક.

મારૂ મારૂરે તું જાણે અંતે પડવાનો નર્ક ખાણે.

જેને નકલંક.

તું ગર્ભવાસનુંરે દુઃખ ભુલ્યો આવી તું માયા મમતામાં ડુલ્યો.

જેને નકલંક.

જ્યારે જમડા આવીરે જીવ લેસે ત્યારે તું ઉત્તર શું શું દેસે.

જેને નકલંક.

છે તારા નામનુંરે ત્યાં ખાતું ત્યાં તું લુચ્ચા ખાવાનો લાતું.

જેને નકલંક.

મનુષ્ય દેહ મોંઘોરે આ તારો હજુ તને મળ્યો ઉગરવાનો આરો.

જેને નકલંક.

ભક્તિના નાવેરે ભવ તરસો નહીંતો ફેરા ફરી ફરી મરસો.

જેને નકલંક.

છે દાસ ત્રીભો રે પ્રભુ તારો યાઅલી નકલંક પાર ઉતારો.

જેને નકલંક.

---

## ભજન (૨) હરી ભજતાં હજુ કોઇની લાજ જતાં નથી જાણીરે એ રાગ.

આજે અલી મળવાનો જોગ મલ્યો તને સારોરે.
પામ્યો મોંઘો તું મનખા દેહ જાસે જનમારોરે. (ટેક.)
કર ભક્તિ તો ભવજળ પાર અલીજી ઉતારેરે,
તારી બુડતાં ઝાલસે બાંય વાલો ચઢી વ્હારેરે. આજે.

ખરો જન્મ મરણનો ભય સર્વને માથેરે;
જમ કિંકરો જાલસે ઝટ ત્યારે કોણ સાથેરે. આજે.
ખરેખર હિસાબના લેખાં અલી જ્યારે લેસેરે,
ત્યાં કોણ કરસે ત્હારી સહાય દંડજ ઘણો દેસેરે. આજે.
તુંતો મુક માયાનો ફંદ આનતીના ધંધારે;
કહે ત્રિભોવન ચેતો કોઇ શાહના બંદારે. આજે.

---

## ભજન (૩) હાંરે સીતારામ સંગાતે સજરે એ રાગ.

હાંરે મન પીરસા પીરસા તું જપરે જપરે જપરે હો,
મન પીરસા પીરસા તુંતો જપરે. ટેક.
કુડીરે માયા તારી નથી રહેવાની અંતે એતો પડી જવાની.
એતો જાણજે ખોટું બધું લપરે. હો મન.
જુઠીરે સાધના છોડી દે મન તું એમાંથી પામીશ તું ન કશું;
એતો જાણજે ખોટું બધું ગપરે. હો મન.
ઘર ગોતી તું બેસ ઠરીને ઓળખ અલીને ભક્તિ કરીને,
કરીલે પીરસાનો જપરે. હો મન.
ઓળખી લે નકલંક ધણીને પરખીને તું પારસ મણીને;
કળીયુગનો જાપ તું જપરે. હો મન.
કહે ત્રિભુવન કાયા પડી જવાની ભુમિ ભળીને માટી થવાની,
એતો હતી પંચભુતની ખરી લપરે. હો મન.

---

## ભજન (૪) ગરબી રાગ.

હાંરે આતમથી વ્હાલા અવિનાસ છેરે,
કરે ભક્તિ તો અલીજી પાસછેરે. આતમથી.
કાળ ક્રોધને અભિમાન મારવોરે જીતો કામ તો જગત બધું દાસછેરે.
આતમથી.

ઘણાં વ્યાધી પીડેછે આ દેહનેરે થાય સેવાતો વ્યાધીના નાસછેરે.
આતમથી.
જો અનીતિ તજો બધી મનથીરે તો આતમ ઘણો ઉલાસછેરે.
આતમથી.
કઠણ ચોટ છે માથે કાળનીરે હરીજનનો તો વૈકુંઠ વાસછેરે.
આતમથી.
મને ભક્તિ આપો તમે પ્રભુરારે હાંરે ત્રીભો તમારો દાસછેરે.
આતમથી.

---

## ભજન (૫) ગરબી રાગ.

વ્હારે વીઠલ વર તમો આવજોરે દયા દીનની ઉપર લાવજોરે. વ્હારે.
નહીં આવો તો લજા કોણ રાખશેરે હમુને કાળ તો કુટી નાંખશેરે. વ્હારે.
મુને બીક છે મોટી કઠણ કાળનીરે,વહેલા વ્હારે ચઢો આ બાળનીરે.વ્હારે.
મને સત્ય પંથ રાહ બતાવજો રે, મારાં પાપ કરમનાં કાપજોરે; વ્હારે.
ભક્ત વત્સલ જગત પ્રતિપાળછોરે,કાળીંગાના અલી તમે કાળછોરે.વ્હારે.
સદ્‌ગુરૂ શરણું સેવક કરી થાપજોરે, ભક્ત ત્રીભાને મુક્તિ આપજોરે. વ્હારે.

---

## ભજન (૬) રાગ ગરબી.

શું મોહ્યો શું મોહ્યો માયામાં શું મોહ્યો રે, જરા ન ભજીઆ
જગ કરતાને જન્મ અકાર્થ ખોયો. માયામાં.
તરૂણા વયમાં તાનમાં તું ફરતો, જગ વૈભવ બહુ જોયો. માયામાં.
તીરથ વ્રત તેં કદી ન કીધાં, તારા મનનો મેલ ના ધોયો. માયામાં.
જીવ જશે કાયા સુનીજ પડશે પછી પુંઠ પોકારી તું રોયો. માયામાં.
કહે ત્રિભુવન ભુલ્યો તું ભવમાં, સાચા ધણીને ના જોયો. માયામાં.

---

ભજન (૭) રાગ ગરબી.

નામની નામની નામની રે,
મને લાગી લગન શાહના નામની.
પ્રેમે કરી મોલા મંદીર પધારો રે,
હું તો માળા જપું શાહા નામનીરે. મને લાગી.
સુંદીર દેહ આ પડી જવાનીરે,
આ મિથ્યા માયા નથી કામનીરે. મને લાગી.
તન મન ધન શાહાને અર્પી દેવું રે,
ત્યારે ખબર પડશે ધણીના ધામનીરે. મને લાગી.
માયા મમત તજે મુકી જો દેશો રે,
ત્યારે ગમ પડશે ગુરૂ ગામનીરે. મને લાગી.
કહે ત્રીભો શાહા પાર ઉતારો રે,
સેવા કરૂં અલી નામનીરે. મને લાગી.

---

ભજન (૮) રાગ ગરબી

તું માન શીખામણ માયરીરે, ધર શાહાનું એકજ ધ્યાન.
તો પીરશા પાર ઉતારશેરે.
મુક ઝક ખોટી તું મનથી રે, રાખ ઠેકાણું તારૂં ભાન;
તો પીરશા પાર ઉતારશેરે.
અવર ન આપે કોઈ લાડવોરે, આપ ધીંગા ધણીને માન;
તો પીરશા પાર ઉતાશેરે.
ભમે ભવમાં શું તું ભુતડારે, મુક માયાનું ખોટું તાન;
તો પીરશા પાર ઉતારશેરે.
પરમારથમાં તું પાચ્ચ ધરીને દેવું હોંશે કરીને દાન;
તો પીરશા પાર ઉતારશેરે.
દાસ ત્રિભુવનની વિનતીરે, કરો અર્પણ અલીજીને જાન;
તો પીરશા પાર ઉતારશેરે.

## ભજન ( ૯ ) રાગ ગરબી મોટાઇ વીશે.

મુક મોટાઇ તારા મનથી રે, જોને ભમે છે શીર તારે કાળ;
ગતી ત્હારી હવે તો શું થશેરે. ટેક.
ભુંડા ભુલો પડયો તું ભવકુપમાંરે હેતાં હેતાં તું મોટી ફાળ.
ગતી તારી.
કામ કુંડમાં નિત્ય તું નાચ છે રે, તને અડયું ન એકે આળ.
ગતી તારી.
વરણાંગીમાં વાંકો ચાલતો રે, નિત્ય વાળતો તું સીરના વાળ.
ગતી તારી.
ફાટયું સરોવર નિર તો વહી ગયું રે, બાંધી નહીં તેં પેલેથી પાળ;
ગતી તારી.
કહે છે ત્રિભુવન ભજ્યા નહીં શાહનેરે, મુખ ત્હારૂં તો મુળથી બાળ.
ગતી તારી

---

## ભજન ( ૧૦ ) નિંદા વીશે ગરબી.

નવ કરતો તું નિંદા પારકી રે, તને તેમાં તે સાનો સાર;
આ હૈયાના આંધળા રે;
સારી વાતો કોઇની સાંભળી રે, ઘણું બળતો તું તો યે ગમાર.
આ હૈયાના આંધળારે.
આ મનખાદેહી તારો પ્રાણીડારે નહીં આવે બીજી વાર;
આ હૈયાના આંધળારે.
તું તો ખોદણી કરીને પારકીરે, ઘણો ભરે છે પાપનો ભાર. આ.
આ હૈયાના આંધળારે.
મુકીશ નીંદા તારા મનથીરે, તો શાહ ઉતારે ભવપાર. આ હૈયાના.
આ હૈયાના આંધળારે.
કહે ત્રિભુવન ભજયા નહીં સુલતાનનેરે તારા તનડામાં લાગ્યો નહીં તાર.
આ હૈયાના આંધળારે.

---

## ભજન (૧૧) રાગ ગરબી.

ભાવે ભક્તિ કરો નકલંક નામનીરે, જેણે આપ્યો મનુષ્યા અવતાર;
અવસર ફરી આવો નહીં મળે રે એ ટેક.
કુડાં કર્મ છોડી દીયો મનથીરે, કરવો નહિ કોઇ પર ખાર અવસર.
ભક્તને આધીન છે ભુદરોરે, ઘણા દયાળુ એ છે દાતાર. અવસર.
જુવો કુટુંબ કબીલો ને દીકરારે, તેને જાતાં નહીં લાગે વાર. અવસર.
કર ભક્તિનો ભવદુઃખ ભાગસેરે નહીંતો ખાવાનો યમનો માર. અવસર.
ભાયો નીતિનો મારગ ન્યાળતારે, નથી ખોડખાંપણ લગાર. અવસર.
થશે ધાર્યું ધણીના મનનું રે, કરો ઉપાય આપણ જો હજાર. અવસર.
ઉતમ સુતની અરજ સાંભળીરે, કરો ત્રિભાનો અસી ઉદ્ધાર. અવસર.

---

## ભજન (૧૨) રાગ પદ.

ન કર મારૂં મારૂં મન તું ન કર મારૂં મારૂં;
શોધી લે શું છે તારૂં, મન તું ના કર મારૂં મારૂં.

પંચ ભુતું કીધું કલેવર બહુ રંગી બનાવ્યું સારૂં;
તેરે માયામાં તું વીટાઇ રહીયું અંતે નથી એતો તારૂં...મન તું.

આ ભવસાગરમાં સુખ ધારે જેટલું તેટલું દુઃખ થનારૂં;
વસ્ત્ર અલંકાર સારા શોભીતા તુજ પાસે ન કંઇ રહેનારૂં. મનતું.

ચતુરાઇ કરીને ચાલાકી વાપરી, ઉદ્યમ કીધાં તે હજારૂં;
સંસાર સાગર જાણે પાયે અમૃત જળ, ચાખી જોયે નીરખારૂં.
મન તું.

મદરે જુવાનીમાં છકયો ફરે છે કેમ વિકુલ કરશે ત્હારી વારૂં;
ગુરૂ ભજનમાં ચિત્ત નહીં બેઠું, ત્યાં લગી અંતર અંધારૂં. મન તું.

વિસ્તાર સરવે ને અલબેલી નારી, તેને તે કેમ વિસારૂં;
શાહા પ્રતાપે ગુણ ત્રિભુવન ગાતા, તું કર પ્રભુ ભજન પ્યારૂં. મનતું.

---

## ભજન (૧૩) રાગ પદ.

આવીને શું રે કમાયો પ્રાણીયા આવીને શું રે કમાયો.
મુડી જે ત્હારી હતી પહેલાંની, તે સઘળી ગુમાયો. પ્રાણીઆ.
અંધ હૈયાનો બની બેઠો તું, સાચા ધણીને ન ચાહીયો;
અલૌકીક હીરો અળગો મુકી, ખોટા પત્થરને ધાયો. પ્રાણીઆ.
આએ સંસાર જળ ઝાંઝવા જેવો નિત્ય નિત્ય તેમાં નાહીયો;
ધાઇ ધુતિ ધન ભેળું તેં કીધું, પ્રભુને ઘડી નહીં ગાયો. પ્રાણીઆ.
મોહ માયામાં વીંટાઇ રહીયો, ને ગાંસડી પાપ કમાયો;
બેની કહે છે મારો બાંધવ એતો માતા કહે મારો જાયો. પ્રાણીઆ.
ઘરમાં તારૂણી ચરિત્ર દેખીને, જીવ ત્હારો તો લોભાયો.
માયાએ મન ફેરવી નાંખ્યું તારૂં વિષ હળાહળ પાયો. પ્રાણીઆ.
બાંધવ કહે હવે બેલ થઇ મારી, પિતા પરીવાર લંબાવ્યો;
ગુરૂ પ્રતાપે ગુણ ત્રિભુવન ગાતા તને કાળ ઓચીંતો આવ્યો.
પ્રાણીઆ.

---

## ભજન (૧૪)

જળ ભરવા દો જસોદાના જીવણરે માહરા વ્હાલા એ રાગ.

પ્રાણી પોપટડા, પાંજરીયું મેલીને પંથે પધારવું ચિત હોર કરી
આ ભટકેલ મનડું ભમતું તેને વારવું. ટેક.
હાંરે સાર અસારનો વિચાર નજ કર્યો, તારા મનમાં મમત બહુ ભર્યો
અંતે ઘણો ઘણો મુંજાઈ મર્યો. પ્રાણી.
તું પરનારી શું રંગે રમ્યો ઘણો વ્હાલો થઇ તેનેજ ગમ્યો;
તારો દેહી બધો તો તેમાં દમ્યો. પ્રાણી.
ખોટાં કર્મ કરતાં નહીં લાજ ધરી, તું ઠેકાણે નહીં બેઠો ઠરી;
આ એવા હુંપદમાં જશો મરી. પ્રાણી.

એવી માયાએ તુને લીધો ઘેર, સગાં સંબંધી તે થયા વેરી.
તોયે તપાસીને ન જોયું જરી. પ્રાણી.
કહે ત્રીભો સીદ મરો છે મથી તને છોડાવનારૂં કોઇએ નથી.
મળે મુક્તિ એક પીરશા નામ થકી. પ્રાણી.

---

## ભજન (૧૫) રાગ પદ.

ઓ અભિમાની ફુલ્યો શું ફરે છે, આ સંસારમાં નહી ટકે જરી.
થશે નાશ તારો તો પલવારમાં;
તું મિથ્યા અભિમાન શીદ આણે મારૂં મારૂં જાણી સુખ માણે,
તું ડરી ન બેઠો ઠેકાણે. ઓ અભિમાની.
તેં તો માનની મોટાઇ ઝાલી, ઘરબાર બધાં કીધાં ખાલી;
વેચી દીધી તેંતો ચીજ વ્હાલી. ઓ અભિમાની.
મુરખ તેં ઘર વેચી તીરથ કરીયું એવું હું પદ તેં તો આદરીયું;
એમ કરતાં તારૂં સૌ મરીયું. ઓ અભિમાની.
અભિમાન તણો ભાઇ મત નહીં તાણો સુખ નથી એમાં સૌ જાણો;
મુવા પછી ઉપર મુકશે એક પાણો. ઓ અભિમાની.
કહે દાસ ત્રિભોવન તેતો સાચું, સદગુરૂ ચરણે હું તો રાચું;
કરી ભજન ભાગો કાળનું ડાચું. ઓ અભિમાની.

---

## ભજન (૧૬) રાગ પદ.

મુકને મારૂં તારૂં ઓ જીવડા મુકને મારૂં તારૂં;
થોડું જીવવા સારૂ ઓ જીવડા મુકને મારૂં તારૂં. ટેક.
ઘર ધંધામાં ઘેલો ફરે છે તને પ્રભુ ભજન નથી પ્યારૂં;
ગુરૂ જ્ઞાન તને ગમતું નથી ભાઇ (૨) તારા અંતરમાં એ અંધારૂં;
ઓ જીવડા.

મોહ માયાએ તુને ઘેરીજ લીધો ને બંધ કીધું તારૂં બારૂં.
વિષય ઇચ્છા તને વ્હાલી લાગે ભાઇ (૨) એવું ખાંતે પીયેછે નીરખારૂં.
ઓ જીવડા.

ઓળખ ૐ અક્ષીને ભક્તિ કરીને તો છેવટ થાસે કાંઈ સારૂં,
કહે ત્રિભુવન ગુરૂ ભજન કરભાઇ (૨) વાલોજી કરસે તારી વારૂં.
ઓ જીવડા.

---

ભજન (૧૭) રાગ પદ એક તારામાં ગાવાનાં.

હે રામ રમે ન્યારોરે ઘર ભીતર વ્યાપી રહ્યો દેહીમાં અજવાળુંરે;
પ્રગટ તે તો દીવો થયોજી. ટેક.

પાંચ તત્વને ત્રણ ગુણરે જેણે રચાવ્યો દેહ પ્રચંડ;
અલખ ધણીને ઓળખોરે એ તો જ્યોતી સરૂપ અખંડ,
હે ચેતન એ ચીંતમાંરે ભાવનથી એ મ્હારો કીયો. રામ રમે.
અખંડ અવીનાસી એકછેરે વળી ન્યારો ખેલે છે નર,
એતો ઘટોઘટ વ્યાપી રહ્યોરે એની કળા છેરે અકળ;
એતો કળી નવ જાયે કોયથીરે (એવું) ભારે બળ જાણો ભાયો.
રામ રમે.

મોહ માયાએ પ્રાણને ઘેરીઓરે વળી જપાવ્યા જુગતે જાપ,
સુખ દુ:ખ થાય છે દેહીનેરે તેતો માની લેછે આપ;
નથી સગાઇ દેહીનીરે છોડયા પછી નહીં રહે સહ્યો. રામ રમે.
વાસના લીંગતો મન તણુંરે વળી પ્રાણની સાથે જાય,
સુકરીત હોય તેવું પામીયેરે વળી દેહી તેવો ધરાય;
હે મરતો નથી મનવોરે ચેતન એતો ચતુર થયો, રામ રમે.
બેલે આવજો તમે બાપજીરે મ્હારી વીકટ વેળાએ નાથ,
આસરો ત્રિભાને આપશોરે ગ્રહીને મારો હાથ;
હું સેવક છું તારોરે ચરણે મુને સ્વામી લીયો રામ રમે.

---

## ભજન (૧૮).

તનડામાં લાગી જેને તાળી સંતોભાઇ તનડામાં લાગી જેને તાળી,
તેણે જોયું મંદીરયું બધું ન્યાળી સંતોભાઇ તનડામાં લાગી જેને તાળી.
આતમ ઓધારણ વ્હાલા વેલા પધારે મારી નજરે જોઉં હું તો ન્યાળી;
આગળ સંતો તમે અધિક ઉવાર્યાંરે (૨) એવી પ્રીતી અગણીત પાળીરે.
સંતોભાઇ.

મીરાંબાઇ માથે જ્યારે રાણો કોપ્યા ત્યારે વિખડાં દીધાંતાં તમે વાળી,
સુદામાની પ્રભુ સારજ કીધીરે (૨) નગરી રચી આપી રળીઆળીરે.
સંતોભાઇ.

કબીરને ઘેર તમે પાઠવ્યાતા ઘણા દાણી દીધાતા તમે ખાળીરે;
રાજા રાવણે બહુ કેરજ કીધોરે (૨) તેનો ગર્વ નાખ્યો તો પ્રભુ ગાળીરે.
સંતોભાઇ.

કહે છે ત્રીસો મારે વ્હારે અલી આવજોરે તોડા અંધેરી આજાળી,
નિત્ય નિત્ય શાહાના નામને સેવુંરે (૨) એમને ભક્તિ આપો નાથ ભાળીરે.
સંતોભાઇ.

---

## ભજન (૧૯) કરવો મજરોરે કાયા પુલનો ગજરો એ રાગ.

નામને સમરોરે સાચા નામને સમરો,
આ આતમ ચિન્તી સાચા નામને સમરો;
મરણ ચોટ તારે માથે ભમે છે પ્રાણી (૨)
ફાટેલી આંખને જ્યારે જોસે જમડો. પ્રાણી આતમ.
કાયાવાડીમાં તારી ભેળ્યુંરે પડશે પ્રાણી (૨)
વાડી સુકાતાં ઉડી જાસે ભમરો. પ્રાણી આતમ.
કહે છે ત્રિસો મારૂં કહ્યું માનો પ્રાણીરે (૨)
છોડીરે પાપને થાતું ડાહ્યો ડમરો.

---

## ભજન ( ૨૦ ) રાગ કાફી.

તારો કોણ બચાવન હારરે જીવ તું જંપી લે શાહાને તને કોણ બચાવન હાર,
જડ હતો તે તને ચેતન કીધોરે (૨) તેતો ધણીને સંભારરે. જીવતું.
અંધારી કોટડીમાં કેદ પડયો તો પ્રાણી (૨) ત્યાં કોણ કરતું તારી વારરે.
જીવ તું.
ઘણ ઘણારે તેંતો કોલજ દીધા (૨) તારે આપ્યો મુનુષ્યા અવતારરે.
જીવ તું.
આવીને શું શું સુકરીત કીધું પ્રાણી (૨) વીટાયો લોભની લહેરરે.
જીવ તું.
માયાની તો બહુ મુડીજ કીધી તે (૨) ના લાવ્યો તેનો તું પારરે.
જીવ તું.
ભક્તિ કરો તો ભવ દુઃખ ટળસેરે (૨) નહીં તો ખાસો જમ કેરો મારરે.
જીવ તું.
દાસ ત્રીભો કહે કર બેઉ જોડી (૨) મારી બેડલી ઉતારો અલીપારરે.
જીવ તું.

---

## ભજન ( ૨૧ )

ખીલ્યું તે સૈ કરમાસે સંતોભાઇ ખીલ્યું તે સૌ કરમાસેજી,
આરે દુનિયા છે ફુલડાંની વાડીરે ભમરો લોભાયા તેની વાશે;
કાયા છોડીને જીવ અળગો રહેશે જ્યારે (૨)
ત્યારે કોઇ નહીં રહે તારી પાસેરે. સંતોભાઇ.

ઘર મંદીરમાં દીપક ધરસો ત્યારે ચીજ બધી તો દેખાશે,
જ્યોત્યુંરે જ્યારે ઝાંખીજ પડશે (૨) ત્યારે તેજનો ભાગ તણાસેરે.
સંતો ભાઇ.

કુપટ કરીને ધન ધુતી લાવ્યો તેમાં નહીં રહે કોડી તારી પાસે;
આબરૂ હલકી તારી અમજ પડશે (૨) તારાં લોભે તે લક્ષણ જાસેરે.
સંતો ભાઇ.

નીર સીંચીને છોડ ઉછેર્યો તેતો ફુલ વેલાથી ફળસે;
જળને ઠેકાણે થળજ દેખશો (૨) થળની ઠેકાણે જળ થાસેરે.
સંતો ભાઇ.

જગત વાડી ફુલરૂપે ફુલી એતો તાપ પડે કરમાસે;
કહે છે ત્રીભો કર એઉજ જોડ (૨) તો હદપાર નહીં રહેવાસેરે.
સંતો ભાઇ.

---

## ભજન (૨૨) અહંકાર વીસે ભજન.

અહંકારી મનવા અહંકાર કરતાં ઉંધું વળસે
તારાં દૈનિક ાવધન નહીં ટળસેરે;
અહંકારી મનવા અહંકાર કરતાં ઉંધું વળશે. ટેક.

સત્સંગ તને ગમતો નથીને ભક્તિમાં કદી નહિ ભળશે;
કુસંગે તું કુપાત્ર કહાવ્યો તને સંગ મુરખનો મળશેરે...અહંકારી.

પુત્ર ભ્રાતની પક્ષ જોઇ વણી તારૂં મનડું બહુ બહુ છળશે;
કાઇનો રે સારો વિવેક તું જોશે ત્યારે મનડું બહુ તારૂં બળશેરે.
અહંકારી.

નથી જોઇ શકતો તું નાત જાતમાં, કોને આપણથી નહીં ખળશે;
ખીલ્યું કરમાતાં વાર નહીં લાગે, જેમ પાત્રમાંથી નીર ઢળશેરે.
અહંકારી.

રાજા રાવણ જેવો કોઇ નહીં બળીયો, તેનો નાશ થયો એક પળસે,
તેં એકાકાર કરી એવો અહંકાર માંડયો આતો સાત સાયર કેરાં જળશેરે. અહંકારી.

અકળીત લીલા છે રે અલીના કળા તેની કોણ કળશે;
દાસ ત્રિભુવન અલી ગુણ ગતાં, તો લેખ ટાળ્યાં નહીં ટળશેરે.
અહંકારી.

---

## ભજન (૨૩) પદ.

દુનિયા છે દિવાનીરે, પાખંડને જઇ પુજે એને શું કરીયેરે;
વંઝાં મંખી શું દુઝે ટેક.
પાપ પાખંડમાં પૈસો ખરચે, ધરમ કરતાં મન ધ્રુજે
છે મારગડામાં મોતીરે, છતી આંખે નહ્ય સુજે. દુનિયા છે.
મારેલ ઘામાં કુહાડો મારીએ એ વાગેલું કેમ રૂજે;
પોતાનું તનતો પોતે તપાસો એતે નહીં બને કોઇ જીજરે. દુનિયા છે.
ઓછું પાત્ર તે છલકાઇ જાશે, પછી મનડામાં આખરે મુજ;
કહેછે ત્રિભો તમે જુવો જગતમાં વચન વીરલાકો બુજરે. દુનિયા છે.

---

## ભજન (૨૪).

કોને કહું મારા ભાઇ વાતડી કોને કહું મારા ભાઇ નથી કહેવાતું
જીભે મારી.
મનડામાં મુંજાઇ વાતડી કોને કહું મારા ભાઇ
સરોવર કાંઠે જળ પીવાને, વાઘ બકરી બે આવી;
બકરી ઉઠી વાઘને મારે (૨) એવા તમાશા થાય. વાતડી.
હંસ બગ બેઉ સાથે ચાલ્યાં, સમુદર તીરે જાય;
હંસને ચારો કાંઇ નહીં મળીયો (૨) પેલું બગલું મોતી ખાય.
વાતડી.
ઘર મંદીરમાં ભેળાં રહેતાં ઊંદરે બીલી સાહાઇ;
મેડકીએ ભોરીંગને માર્યો (૨) એ તે શું કહેવાય. વાતડી.
સુકી નદીએ વહાણુજ ચાલે, સાગર નીર સમાય;
કહે ત્રિભુવન એવું જગત છે (૨) પાછળથી પસ્તાય. વાતડી.

---

## ભજન (૨૫).

ભજન કર તું ભાવે મનવા આ ભવમાં કીરતારનું કીરતારનું. ટેક
સમરણ કરી લે સાચથી તું, આલમ તણા આધારનું (૨)
મિથ્યા મોટપ મુક મનની, જોબન છે પળવારનું;
અવસર એળે જાશે તારો, સુખ આ સંસારનું સંસારનું. ભજન.
મારૂં તારૂં મુકી દે તું કામ એ ગમારનું,
વસ્તુ અમુલખ વ્હોર વીરલા નામ જે વેપારનું વેપારનું. ભજન.
કહે ત્રીભો ચેત મનવા, લટકું છે દીન ચારનું,
છોડ મમતા મનની તું સુખ છે વિચારનું વિચારનું. ભજન.

---

## ભજન (૨૬).

કરી લેને ઓળખાણી એ પ્રાણીઆ કરી લેને ઓળખાણી;
કોણ બોલે છે વાણી, પ્રાણીઆ, કરી લેને ઓળખાણી.
ગંગા જમનાનાં નીર નિર્મળ છે પરખી જુવો એ પાણી.
જાશે ધન જોબન તન તહારૂં, પુત્રને ધણી ધણીઆણી; એ પ્રા.
અકલકળા નકલંક કેરા, કોથી નહીં કળાણી.
અંધ હૈયાના ઓળખ અર્લીને, નહાં તો થશે ધૂળધાણી. એ પ્રા.
તલ તલ લેખાં લેશે તારાં, આગળ બેઠા દાણી;
અકલ આપો નકલંક ગુણ ગાવા ત્રિભાને નિજદાસ જાણી. એ પ્રા.

---

## ભજન (૨૭) બ્રાહ્મણ કેરો બેટોરે વનમાં વાઘે ઘેરીયો હોજી એ.

હાંરે તારૂં મનડું વિંટાયું માયાના ફંદમાં રેજી, કેમ ઉતરશો પાર;
જમરાજા તને જાલશે રેજી, મારશે બહુ વાંધી માર,
મારશે બહુ વીધી માર. તારૂં મનડું

શું રે કરવા અહીં આવીયો રે જી કરીયો શું તેં વેપાર;
ખાતામાં ખોટ દીઠી ઘણી રેજી, લેખાં લેશે કીરતાર,
લેખાં લેશે કીરતાર. તારૂં મનડું.
અંધ બન્યો તું હૈયા તણો રેજી, કીધો નહીં કાંઇ વીચાર;
ગુરૂ પ્રતાપે ત્રીભો બોલીયા રે જી, અલી આપોને ઉદ્ધાર.
અલા આપોને ઉદ્ધાર. તારૂં મનડું.

---

## ભજન (૨૮) પદ.

કાયામાં કોણ ફરે છે જુવો આ કાયામાં કોણ ફરે છે. ટેક.
કોણ કહે છે મારૂં ને તારૂં, કોણ કલેશ કરે છે.
કોણ કહેને કોણ મારે છે, કોણ માર્યું મરે છે. જુવો આ.
કોણ જાગે ને કોણજ ઉંઘે કોણ એ બીક ધરે છે;
કોણ જુવે ને કોણજ રૂવે, કોણ એ હર્ખ હરે છે. જુવો આ.
કોણજ બોલે ને કોણજ ચાલે, કોણ આ ભવ તરે છે;
દાસ ત્રીભો કહે રટણ રટે કોણ, કાંમ કોનાથી સરે છે. જુવો આ.

---

## (૨૯) રાગ કીરતન.

વાલા આરે કાયામાં એક રૂખડું મોર્યું, ફળ આવ્યાં તેને ચાર;
સંતો કોઇ શોધતા રે જી. ટેક.
વાલા ફુલ વિના ફળ નિપજેરેજી, તેનાં ડીંટ એક ને ફળ ચાર;
સંતો કોઇ શોધતા રે જી. વાલા આરે.
વાલા અમુલ્ય ફળ કોઇ ઓરસેરે જી, તેને મટે ચોરાસીનો માર;
સંતો કોઇ શોધતા રે જી. વાલા આરે.
વાલા એ ફળ જે કોઇ આરોગીયાં રેજી, તેનો સંશય ટળ્યો સંસાર.

સંતો કોઇ શોધતા રેજી. વાલા આરે.
વાલા જ્ઞાની નર ઘટડામાં ગોતશેરેજી, ગણ્યો સફળ તેનો અવતાર;
સંતો કોઇ શોધતારે જી. વાલા આરે.
કહે દાસ ત્રિભો કોઇ ઓળખેરેજી, વાલા અંતે તેનો ઉદ્ધાર;
સંતો કોઇ શોધતારેજી. વાલા આરે.

---

## (૩૦) કીરતન.

હાંરે વ્હાલા વેપારી જોઇ જોઇ વ્હોરજો, વસ્તુ છે આ શહેરમાં. ટેક.
રખે ઢોંગી ધુતારાથી ઠગાતા, ઘણા ધુતા મળશે મારગ જાતાં.
જો જો ગાંઠની મુડી ગમાતા. વ્હાલા વેપારી.
હાંરે જોજો હાટ બજાર નજર કરી, ચૌટ્યંને ચોક જોજો ફરીરેફરી
ઘણી વસ્તુ અમુલખ તેમાં ભરી. વ્હાલા વેપારી.
હાંરે જોજો ચોકસી તણી દુકાને જઈ, ઘણાં રતન હીરલા ભર્યા મહીં.
વ્હોરી લેજો સાચી કીંમત કહી. વ્હાલા વેપારી.
જો જો હીરલો સાચો નજર ભરી લેજો લટકેથી લાભ કમાણી કરી;
પરખાવી જોજો ચીજ ખોટી ખરી. વ્હાલા વેપારી.
હાંરે રખે ફાંફાં મારી કાંઇ ફસાતા, ઉભા ના રહેસો રસ્તે જાતા;
તમે વ્હોરી લેજો આનંદ થાતા. વ્હાલા વેપારી.
હાંરે કહે દાસ ત્રીભો ગુરૂ નામ થકી, વ્હોરી લેજો વસ્તુ કરીને નકી;
જો જો ત્યાં જઇ થઇ પડતા જકી. વ્હાલા વેપારી.

---

## ભજન (૩૧) રાગ આશાગોડી તાલ દીપચંદી.

નહીં રે ભરોસા તેરા કાચી કાયા નહીંરે ભરોસા તેરા. ટેક.
બહુ તને મેં લાડ લડાવ્યાં, સંકટ વેઠ્યાં ઘણેરાં;
બાળપણામાં સંભાળ રાખી તોય, કામ ન કીયા હમેરા. કાચી.

બાળપણા તો ખેલમાં ખેલ્યા, જુવાનીમાં બન્યા તું બહેરા;
ધરમ નેમ કાંઇ જાણ્યા નહીં ને પાપ કીયા છે ઘણેરા. કાચી.
એમ કરકે જુવાની ખોઇ તેં આવ્યા ઘડપણ ગોરાં;
અમુલ્ય જળ તને અડકયું નહીંને, કમનસીબે રહ્યાં કોરા. કાચી.
ચાર દિવસનું ચાંદરણું જુવાની જેમ, કાચા કુંભમાં નીર ઉમેરા;
રહેશે તારાથી જીવજ અળગો ત્યારે કરશો જંગલ બસેરા. કાચી.
ચેતી લે હજુ અવસર છે સારો, વખત નથી બોતેરા;
ગુરૂ પ્રતાપે ગુણ ત્રિભો ગાય છે નહીં સંગ તેરા નમેરા. કાચી.

---

## ભજન (૩૨) ચેતવણી.

આ મોંઘો દેહ નહીં આવે ફરી ફરીરે, ફરી ફરીરે તપાસ જરીરે(૨)ટેક
તેં બોલેલું ન પાળ્યું, સારૂં એકે ન વાળ્યું, સંસાર સુખ બહુ ભાળ્યું
તેં માયામાં મુંજાઇને ના ઓળખ્યા ધણીરે. આ મોંઘો.
તું માયામાં શું મોહ્યો, આ અવસર એળે ખોયો તેં સત્સંગ ના જોયો;
તું ઠેકાણે ના બેઠો મુરખ ઠરીરે. આ મોંઘો.
કરવાનું તેં ના કીધું તેં વીખ હળાહળ પીધું હાથે હાથે વ્હોરી લીધું
તેં મેળવ્યાં પાપ મોહને મમત ધરીરે. આ મોંઘો.
તું કામી ઘણો કાવ્યો વિખયામાં વિચાયો, નારીમાં લપટાયો;
આ અવસર ચુકયો તું એવાં કામ કરીરે. આ મોંઘો.
તેં દયા કાંઇ ન રાખી, એવી જીંદગી ખોઇ આખી,
તું બોલ્યું ન શકયો સાંખી;
આ એવા મુમતમાં જઇશ અંતે મરીરે. આ મોંઘો.
તું સત્સંગ ના સીધે., પાપ કરતાં ના બીધો, તેં હીરલો નાંખી દીધો
શું સુતો છે તું તો તારૂં આ પેટ ભરીરે. આ મોંઘો.
સાહા પ્રતાપે ગુણ ગાવું, નકલંકને શીશ નમાવું, તમ ચરણે રજસમાવું
દાસ ત્રીભા પર દયા કરો બેપ ખરીરે. આ મોંઘો.

---

## ભજન ( ૩૩ )

તારા નામનો આધાર છે મને સાચોરે,
અલખધણી શાહાનો આધાર છે મને સાચો;
મહેરૂં રે કરજો તમે મુજપર માવારે (૨)
સદગુરૂ સેવક પર રાચોરે. અલખધણી.
સોન મંડળમાં સદ્ગુરૂ બીરાજેરે (૨)
હું'રે સેવક તું શ્યામ સાચોરે. અલખધણી.
બુડેલ નાવને તારજો સહાજીરે (૨)
કાલીંગાનો ભાગો તમે ડાચોરે. અલખધણી.
રણુંરેકારમાં રમતા ફરો છો ગુરૂ (૨)
આ બાળકના તનમાં તમે નાચોરે. અલખધણી.
સદાયે ચરણમાં રાખજો શામળા (૨)
પાડજો પોબારનો પાસોરે. અલખધણી.
ગુરૂ પ્રતાપે ગુણ ગાઉછું જ્યાં ત્યાં (૨)
ત્રીભો પામર પ્રાણી કાચોરે. અલખધણી.

---

## ભજન (૩૪) પરમેશ્વર પત રાખજો મારી. એ રાગ.

મુરખ નરને હીરલો મળીયો,
એણું ઓળખ્યો નહીં અંધાણુંરે;
સંત શુરા કોઇ મળે જો માલમી (૨)
એની કીંમત જવેરી જાણુંરે. મુરખ નરને.
એ હીરલાની અમુલ્ય કીંમત છે,
વેદ વાણીમાં વખાણુંરે;
જેણુંરે ઓળખી લીધો એ હીરલો (૨)
તેતો મોજ મરજીવા નર માણુંરે. મુરખ નરને.
જળહળ જગહળ જેની જ્યોત્યું'રે ઝળકે,
એ નહીં મળે ખરચે નાણુંરે;

અંતર માંહે એ કરે અજવાળું (૨)
એને પટકી મારો નહીં પાણે. મુરખ નરને.
દલ દરીયામાં ડુબકી મારી,
નહાઇ લ્યો નામ નવાણેરે;
દાસ ત્રીભો કહે ગુરૂ નામ ગોતો (૨)
એ તનડામાં મળશે કોઇ ટાણેરે. મુરખ નરને.

---

## ભજન (૩૫) જખ મારનકે આયે જગતમાં એ રાગ.

ખોટી પ્રીતિ છે આ ખલકની જુઠી માયા જાણોજી;
અંતરમાં એ ઓળખી લેજો, જુવો વેદ પુસ્તક પુરાણોજી. ખોટી.
પંચ ભુતો આ પીંડ બનાવ્યો, દેહી છેનો કેવાણોજી;
ત્રણ ગુણ પચીસ પ્રકર્તિ, સાહેબ તેમાં સમાણોજી. ખોટી.
અંતઃકરણ તો ચારજ મુક્યાં અષ્ટ કમળ એંધાણોજી;
બંક નાળથી અંતેર બજારો, સાહેબ તેમાં સમાણોજી. ખોટી.
ઇંગલા પીંગલા શુક્ષમણામાં, શુક્ષ્મ શરીર પરમાણોજી;
સુન સીખરના ઉપર તખત પર, સાહેબો ત્યાં સમાણોજી. ખોટી.
બહાર ભીતર જો એકજ જાણે તો કોટીક ધન કમાણોજી;
દાસ ત્રિભો કહે ગુરૂ ગમ ગોતો, સાહેબો સબીજગા સમાણોજી. ખોટી.

---

## ભજન (૩૬) રાગ ઉપરનો.

આરે જગતમાં આવી મનુષ્ય તેં સુક્રીત કીધું શું સારૂં;
માયા ફંદમાં ફસાઇ પડીયો મિથ્યા કહી મારૂં મારૂં (૨) આરે.
સ્વાર્થી સાધન તું કરતો, ગુરૂ ભજન મુકી ન્યારૂં;
ચેતી લે અવસર છે સારો, વચન વીરલા કહું વારૂં (૨) આરે.
અમૃત રસ મુકીને અળગો, નિત્ય પીએ છે નીર ખારૂં;
હૈયાના ફુટયા અંધ બન્યો તું, તપાસી જો આ તન તારૂં. (૨) આરે.
અરે મુરખ ઓળખ અલીને, આપે ઉગરવાનું બારૂં;
કહે ત્રિભુવન જુવો જગતમાં, છતાં દીવે શું અંધારૂં (૨) આરે.

---

## ભજન (૩૭)

શુંરે કરવાથી ભક્તિ મળશે મારે વરતીબાઇરે;
શુંરે કરવાથી ભક્તિ મળશે.
સુખને શાંન્તિ મને ક્યારેજ થાશેરે,
દેહીનો અભિમાન ક્યારે ખળશે (૨) મારી વરતીબાઇ.

શુંરે કરવાથી મારા ભવ દુઃખ ભાગશેરે;
સાથી મનડું વાળ્યું વળશે. (૨) મારી વરતીબાઇરે.

કાળ કંકાશ મારો કોણ મટાડશેરે,
પાપનું મુળ તે ક્યારે બળશે. (૨) મારી વરતીબાઇરે.

શુંરે કરવાથી મારી વ્હારે પ્રભુ આવશેરે.
શુંરે કરવાથી વચનો ફળશે (૨). મારી વરતીબાઇ.

સત મારગ મુને કોણ બતાવશેરે,
ચિન્તા ત્રીભાની કેદી ટળશે (૨) મારી વરતીબાઇ.

---

## ભજન (૩૮) રાગ ઉપરનો.

સત્સંગથી ભક્તિ મળશે મારા માનવ વીરારે સત્સંગથી ભક્તિમળશે. ટેક
ઉપાધીનું મુળ તમે છોડી જો દેશોરે, દેહીનો અભિમાન ત્યારે બળશે(૨)
મારા માનવ.

ટેક થકી તારૂં મન વસ રહેસેરે, ભક્તિથી ભવનાં દુઃખ ટળશે. (૨)
મારા માનવ.

ધર્મ કરવાથી તારાં પાપજ મટસેરે ક્ષમાથી કાળનું મોઢું બળસે.
(૨) મારા માનવ.

કામ વસથી તારાં વચનજ સાચાંરે રેહેણીથી ભક્તિ તને ફળસે.
(૨) મારા માનવ.

ભક્તિ આપીને મારી ચિંતા મટાડસોરે ત્યારે ત્રિભાનું મનડું વળસે.
(૨) મારા માનવ.

---

## ભજન (૩૯) રાગ ધોળ.

હરી રંગ લાગ્યો હોય તે જાણે પ્રભુ રંગ લાગ્યો હોય તે જાણે,
બીજા મિથ્યા મમતા માણે. હરી રંગ.
હરી રંગ લાગ્યો નરસઇ મેતાને તેની હુંડી ભરીતી એ ટાણે.
હરી રંગ.
નામ દેવનાં તમે છાપરાં છાયાં નાથ રીજ્યાતા ભીલડીનાં ખાણે.
હરી રંગ.
હરી રંગ લાગ્યો ભક્ત પ્રલેહાદને જુવો ધ્રુવજીને મુકયા ઠેકાણે.
હરી રંગ.
પાંચ પાંડવોની પ્રતીમા પાળી બહુ બળીયા હણીયા પ્રભુ બાણે.
હરી રંગ.
હરી રંગ લાગ્યો બાઈ મીરાંને જે મોજ મોહન સંગે માણે.
હરી રંગ.
દાસ ત્રિભુવન હરી ગુણ ગાતા મારા તાપ ટાળે આ ટાણે.
હરી રંગ.

---

## ભજન (૪૦) રાગ ધોળ.

તમે વ્હારે મારી ચઢજોરે નકલંકી ગિરધારી,
દયા હમપર કરજોરે. નકલંકી ગીરધારી.
વાલીડા મારાં આવી આસને બિરાજો;
સૌ ગુણ સહાના ગાજોરે. નકલંકી ગીરધારી.
વાલીડા તમને ચોખલીયેરે વધાવું,
તમને પુષ્પ ચંદન ચઢાવુંરે; નકલંકી ગીરધારી.
વાલીડા આવે મુજ મંદીર પાવન થાસે;
મારાં દુઃખ દળીદર જાસેરે. નકલંકી ગીરધારી.
વાલીડા મારા નજર મીઠીથી નિહાળો,
આ રંક દાસને પાળોરે. નકલંકી ગીરધારી.
વાલીડા મારા ત્રિભો નમે છે તમારો,
કર ઝાલી પાર ઉતારોરે. નકલંકી ગીરધારી.

---

## ભજન (૪૧) રાગ ધોળ.

હાંરે સાધુ સંત સમાગમ સોધતાં સંશય સંસારી સઘળા જાય.
આનંદ વાધે ઉરમાં.
હાંરે આતો મોંઘો છે દેહી મનુષ્યનો ભાવે ભળજો ભક્તિની માંય.
આનંદ વાધે ઉરમાં.
હાંરે બન્યું પાંચ તત્વનું પીંજરૂં તેમાં ગુણ ત્રણે તો ગણાય.
આનંદ વાધે ઉરમાં.
હાંરે શ્વાસ ઉશ્વાસે ત્યાં સમરણ કરે રટણ રહૃદયમાં એહોનીસ થાય.
આનંદ વાધે ઉરમાં.
હાંરે જુવો અકળ કળા અણઘડની પ્રીતીથી એતો પરસન થાય.
આનંદ વાધે ઉરમાં.
હાંરે સચા શહા સેવો ત્યારે ગમ પડે દાસ ત્રિભુવન ગુણ ગાય.
આનંદ વાધે ઉરમાં.

---

## ભજન ( ૪૨ ) રાગ ધોળ આજ ગયાં હતાં અમે રામ સભામાં એ રાગ.

પહેલો પીયાલો મારા ગુરૂજીએ પાયો,
પીવાથી બુદ્ધિ પલટાઇ જો. આજનો સમય મને અમુલ્ય લાગે.
કાયા દેવળ મારૂં કાચું ઘડયું છે અંતે;
માટીમાં એ તો માટી સમાય જો. આજનો.
તેની સુરતા મને દેખાડી દેજો,
કાયા પડે ત્યારે જીવ કહો કયાંયે સમાય જો. આજનો.
બીજે પીયાલે મુને બાનોજ આપ્યો,
ઉઘાડો દ્વાર મારાં કુંચી કર સાયજો. આજનો.
પાંચ તત્વનો આ દેહી બનાવ્યો;
ગુણ ત્રણેથી કાયા સારી સોભાયજો. આજનો.
ત્રીજે પ્યાલે મારા ત્રણ ભવનમાં,
પ્રગટ દીવો અગ્નિ નામ દેખાયજો. આજનો.

શ્વાસ ઉશ્વાસ તમે સારારે મુકયા;
ગુણ શાહાપીરના નિત્ય ગવાયજો. આજનો.
ચોથે પીયાલે ચેતન ચતુરાઇ કીધી;
નુરતા સુરતાની દ્વારી દીધી જડાઇજો. આજનો.
નામ રૂપને તમે ગુણ બનાવ્યા,
અખંડ જ્ઞાન એતો પ્રેમરસ પાયજો. આજનો.
પાંચમો પીયાલો મુને પુરણ પાજો;
કમાટ ખુલ્લાં મારાં તરતજ થાયજો. આજનો.
અજ્ઞાન અંધારાનો કમાટ ખોલી,
દેખાડો રૂપ મને આતમ રાયજો. આજનો.
દાસ તમારો ત્રિભો ચરણે નમે છે,
ગુણ શાહાજી તણા સદાયે ગાય જો. આજનો.

---

## ભજન ( ૪૩ ) મુખડાની માયા લાગીરે એ રાગ.

મને પ્યાલો પ્રેમનો પાઓરે પ્રીતમ પ્યારા.
વ્હારે વેલા આવોરે આવોરે મોહન મારા.
હૃદય મંદીરે રહોને મારા લાગો છો પ્રાણથી પ્યારા,
હવે નવ રહેસો ન્યારારે. પ્રીતમ પ્યારા.
પ્રેમ રસનો પાઇ પ્યાલો બુડતાંનો કર જાલો,
વ્હારે મારી વહેલા ચાલોરે. પ્રીતમ પ્યારા.
ભવસાગર છે આ ખારો તેમાંથી શાહાજી તારો;
આધાર એકે નથી મારોરે. પ્રીતમ પ્યારા.
અકળીત લીલા તારી જોઉંછું નજરે મારી,
વાલમ જાઉ વારી વારીરે. પ્રીતમ પ્યારા.
ત્રિભાપર મહેર કરા કરગરી કહે ફરી ફરી;
આખીર ના જાતો તું વીસરીરે. પ્રીતમ પ્યારા.

---

## ભજન (૪૪) ભૈરવીની છાયા.

મુરખા માન કહ્યું મારૂં રે અંતે કોઇ નથી તારૂં (૨) ટેક.
માત તાતને કુટુંબ કબીલો પુત્રને વવારૂં,
જમડા આવી જીવને જાલે (૨) ત્યારે અળગું સૌ રહેનારૂં રે. મુરખા.
ધનની સારૂ ઢુંઢતો ફરતો ઉધમ કરતો હજારૂ;
માયા મમતમાં મરવા બેઠો તું (૨) તારા અંતરમાં એ અંધારૂં રે.
મુરખા.
કુડી માયા તારી ઉડી જવાની જેમ દેવતામાં દારૂ,
અંધ હૈયાના ઓળખ અલીને (૨) બચવા સોધ બારૂં રે. મુરખા.
આવ્યા એકલા જાવું એકલું સો સૌની સારૂ,
જુઠી માયા જાણ જગતની (૨) આ ખલક છે ખારૂં રે. મુરખા.
ફોગટ ફેરા ફરવા મટસે કર નકલંક ભજન પ્યારૂં;
કહે ત્રિભુવન ઓળખ અલીને (૨) સૌથી છે સારૂં રે. મુરખા.

---

## ભજન (૪૫) રાગ ચાબખા.

મન હું સીદને ફાંફાં મારૂં રે જગતમાં કાંઈ નથી તારૂં (૨) ટેક.
ઘડીમાં મન કહે માળીએ બેસુંને કરમ કહે કામ નહીં સારૂં,
એળે આવ્યું ને પંપાળે ગયું તું (૨) તું નાકર મારૂં મારૂં રે.
મન હું.
ઘડીમાં મન કહે ઘોડે ચઢુંને હાથી સારા સણગારૂં;
ધાર્યા વિચાર તો થતા નથી તારા (૨) કેવી રીતે તને વારૂં રે.
મન હું.
ઘડીમાં મન કહે મેડી બનાવું ને છજું મેલાવું બાહુ સારૂં;
બાગ બગીચા સારા બનાવી (૨) રાખું એકજ વારૂં રે. મન હું.
સ્વાર્થે મમ સંસાર ભર્યું તને નથી પરમારથ પ્યારૂં,
અહંકારમાં તું ગયું અફળાતું (૨) આતો છતાં દીવે અંધારૂં રે.
મન હું.
માયા મમતમાં મરવા બેઠુંને લાગી લોભની લાળું;
કહે ત્રીભો અલી ઓળખ કરીલે (૨) કાઢ અંધારૂં કાળું રે. મન હું.

---

## ભજન ( ૪૬ ) રાગ ચાબખા.

ભાયો મુકોને ભઠવેડા કાળ તો નહીં મેલે કેડા (૨) ટેક,
નાત પરનાતની ખોદણી કરેને જોઇ વીવેકનું બીજ,
ગુરૂ જ્ઞાન તો જાણે નહીં કાંઇ (૨) મમતમાં મન રીજ.
ભાયો મુકોને.

સંત પુરૂસ તો કોને કહીએ જેને મમત નહીં મનમાંય;
હળી મળી સૌ સાથે વરતે (૨) જેને તાળી લાગી તનમાંય.
ભાયો મુકોને.

એક ગુરૂ તો એવું બોલે જે જ્ઞાની પુરો કહાવું,
પ્રભુને હું ઓળખું છું પોતે (૨) અધર જ્યોત પ્રગટાવું.
ભાયો મુકોને.

નકલંક પ્રભુ છે સહુ જીવોના સંભાળ સારી રાખે,
મુરખ નર સું મથી મરે તું (૨) તપાસ તારી આંખે.
ભાયો મુકોને.

સંસારમાં તો સુખજ એછે પીઆમાંથી તમે પાજો;
માથાકુટ સરવે અળગી કરીને (૨) ગુણ પ્રભુના ગાજો.
ભાયો મુકોને.

આવેલાને આદર આપી વચન બોલોને મીઠાં,
દાસ ત્રીભો કહે આતમ ચીન્હીયો (૨) ત્યારે નકલંક નયણે દીઠાં.
ભાયો મુકોને.

---

## ભજન (૪૭) ઠુમરી તાલ ભજન.

### નાટકી રાગનાં ભજનો.

જુવો કાયાં નગરમાં ભાઇ કેવી ધામધુમ મચાઇ (૨) ટેક.
કેવા પ્રકારે બન્યું કલેવર સારૂં તે સોભાય.
ગુણ શાહાના ગણી જોતાં (૨) કદી પાર ન પાય. જુવો.
પંચ ભુતનો પીંડ બનાવ્યો ગુણ ત્રણ છે માંય.
શ્વાસ ઉશ્વાસ મુકયા સારા (૨) સરલે દોરી સ્હાઇ. જુવો.

ઇંગલા પીંગલાં શુક્ષમણા છે ઓંતેર બજાર બનાય
અંકનાળથી સુરજ ઉઠે (૨) ઘટમાં ઘાટ ઘડાય. જુવો.
ઘટમાં ગંગા ઘટમાં યમના ઘટમાં ગુણુ ગવાય
ઘટડામાં તો ગુરૂ બીરાજે (૨) મળવું તેને ધાય. જુવો.

આ દેહીમાં દસ દરવાજા સોભા સરસ દેખાય
દાસ ત્રિભો કહે ગુરૂ ગમ ગોતો (૨) કોઇ સંતજ વરલે સાય. જુવો.

---

## ભજન (૪૮) રાગ નાટકી.

હે મારે ઓલે પધારો જોગી રાજ એ રાગ.

હે...વહાણું કેવું વાસે ગેમાર જાગીને જો સંસારમાં (૨).
સોધીલે સારો માં સાર આવ્યો મનુષ્ય અવતારમાં
હીંમત ધારે મનમાં એવી જાણે સાહબી સઘળી લેવી
એવા કરે છે વિચાર. જાગીને જો.
લોભની લાળું તને સી લાગી જો ને અભાગી જરીતું જાગી
એળે જસે આ અવતાર. જાગીને જો.
નારણ નામનું રટણ રટીલે પરમારથમાં તું પગલું દે
નહીં તો ધીક અવતાર. જાગીને જો.
દાસ ત્રીભો કહે રેને રીતે છુપાં કરમો કરતો નીતે
નાવ્યો તારા પાપ તણો પાર. જાગીને જો.

---

## ભજન (૪૯) રાગ માઢ.

તારી કાયવાડી કરમાય પ્રાણી જોઇ શું રહ્યો,
તારો સુંદીર બાગ સુકાય પેલા અજાણો શું થયો. ટેક.
કાયવાડી છે કારમી તારી વણસી જાતાં સીવાર,
માળી રૂપે ભગવાન છે (૨) એતો સૌની કરે સંભાળ. પ્રાણી.

મરકટ વન ટીંગાવતું તેમ પ્રાણુ દયાની સાથ,
ખેલ લડાવે છે કારમા (૨) સૌની દોરી સહાજીને હાથ. પ્રાણી.
પાંચ તત્વનું પુતળું છે આ કાચી માટીની કાય,
વણસી જાતાં વાર નહીં લાગે (૨) જેમ સરીતામાં નીર સમાય. પ્રાણી.
જોબન તન જાતું રહેશે ને થાશે વ્રધજ વેશ,
સંભાળી રાખે છે શરીર તારૂં તે (૨) નહીં રહે કાળા કેસ. પ્રાણી.
અભિમાનને મુકીને અળગો ભજવું પ્રભુનું નામ,
કહે ત્રીભો કર બેઉ જોડીને (૨) આવશે અંતે એ કામ. પ્રાણી.

---

## ભજન (૫૦) રાહ નાટકનો.

ઓ ભટકેલ મનડું સ્થીર જરીતું થાને હરી કથા સાંભળ તારી કાને.
ઓ ભટકેલ.

તજ આળસ છોડ અભિમાનને તું ગુણ સહાજીના ગાને,
વિષયની જાળમાં વળગી રહ્યો શું (૨) મોહીયું છે મહા તોફાને.
ઓ ભટકેલ.

સદગુણ ગુરૂનો બોધ ન લાગ્યો તને ખાંતે ના આવ્યો ખાતે,
પ્રેમ રસ પીવા મળશે તુજને (૨) તું તો સહાને દ્વારે જાને.
ઓ ભટકેલ.

અભ્રષ્ટ અનીતિ તજતું દીલથી સુભગુણ સોધ તું સાને,
ભ્રમણામાં ભુલી ભમે છે તું તો (૨) ભટકી મરે છે મહા રાને.
ઓ ભટકેલ.

લક્ષ ફેરા લુટાયો તોય તું મોહીયું છે કનીષ્ટ માયાને,
કહે ત્રાભો શાહા ભજન કરી લ્યો (૨) ભવ જળ તરસો શા બાને.
ઓ ભટકેલ.

---

## ભજન (૫૧) ગાયા નહીં ગીરધારી રે એ રાગ.

જોયું નહી ચિત ધારીરે પ્રાણી જોયું નહીં ચિત ધારી. (૨) ટેક.
જગના વૈભવ તને સારા લાગે છે તે તો થશે દુઃખકારી,
ઊંડારે કુંપમાં હાથે પડયો તું (૨) કોઇ સાથે નહીં આવે તારીરે.
પ્રાણી.
મનડું તારૂં સ્થિર રહ્યું નહિ શીખ્યો નહિ ચાલ સારી,
અફાળ કુટમાં અંધ બન્યો તું (૨) નીરખી નૌતમ નારી રે.
પ્રાણી.
કરમો તારાનું ફળરે તું તો ભોગવી લેશે ભારી,
જીંદગી તારી ચાલી જવાની (૨) જેમ વહેતું સરીતા વારી રે.
પ્રાણી.
જાતે જોઈ તેં વોરીજ લીધું પણ ખાંડ નીકળી બહુ ખારી,
ડાહ્યો રે થાતું દીલમાં જરી (૨) માંહીનો અભિમાન મારી રે.
પ્રાણી.
અળગી કરો મારી વીકટ વેદના તેને નાખો તમે ટારી,
કહે ત્રીભો હું છું દાસ તમારો (૨) પ્રભુ આપો ઉગરવા બારીરે.
પ્રાણી.

---

## ભજન (૫૨).

સાચને આંચ નહી લાગે રે જરી સાચને આંચ નહી લાગે. ટેક.
સત્ય શ્રદ્ધાથી સમરણ સેવા ભક્તિ તેને ફળશે,
સૌ દુખડાં તેનાં ટળશે (૨) ભય પામીને દુસમન ભાગે રે. જરી.
સત ગ્રહ્યું તું જુવો જગતમાં હરીચંદ્ર જે રાજા,
તેણે દુઃખડાં વેઠયાં જાજાં (૨) જેનો પુત્ર મુવો તો બાગેરે. જરી.
પાંચ પાંડવોએ સત ગ્રહીયું તું પાસે હતાં પાંચાળી,
જેને વસ થયા વનમાળી (૨) તેની વાણી હૃદયમાં વાગે રે. જરી.
સત્યની સારૂ તેલ કડામાં સુધનવા રે તળાયો,
તેની વ્હારે પ્રભુ કેવો ધાયો (૨) જેના નામતણી જ્યોતી જાગેરે. જરી.
રંક ત્રીભોવનદાસ તમારો કરગ્રહી અરજ ઉર ધરજો,
મારા માફ ગુન્હા પ્રભુ કરજો (૨) એ તો મોક્ષનો મારગ માગેરે. જરી.

---

## ભજન (૫૩) મારા મનના માલીક મળીઆરે.

મુકો માયાને મમતા ભાઇરે અંતે એ છે અતિ દુઃખદાઇ (૨) ટેક.
મહા મોટી માયાને જાણો જોગી જતી જેમાં મોહીયા,
જેણે સુકરીતો સઘળાં ખોયાં જુવો જગતમાં કેવી છવાઇરે. અંતે.
ચંડાલણી એ ચતુર ઘણા છે પંજામાં તેના પડીયા,
જાણે લોહની બેડીએ જડીઆ ખોખાં કીધાં સર્વેને ખાઇરે. અંતે
રંક રાજાને ગરીબ તવંગર સવ તેનાથી હાર્યા,
તેને પકડી પટકી માર્યા માર્યા પ્રેમના પ્યાલા પેલા પાઇરે. અંતે.
તેનીરે સાથે બળ બાંધ્યાથી દેવ અસુર સૌ હાર્યા,
તેણે સહસ્ત્રો લઇ સંહાર્યા જખ મારી હારી બેઠા હાઇરે. અંતે.
તેની સાથે લડવા સારૂ એકે હથીયાર નહીં ચાલે,
એતો જોર ઝપાટે જાલે લડો સદ્ગુણ હથીયાર સાઇરે. અંતે.
દયા ધરમને ભક્તિ ક્ષમા ગ્રહણ કરશો જ્યારે,
એ તો રાક્ષણી હારશે ત્યારે કહે દાસ ત્રિભો ગુણ ગાઇરે. અંતે.

---

## ભજન (૫૪) પામ્યો પામ્યો પદમણી નારીરે એ રાહ.

જુવો ગયા જખ મારીરે ભાઇ જુવો ગયા જખ મારી.
અંતે બેઠા હારીરે ભાઇ જુવો ગયા જખમારી. ટેક.
મહા મોટા જોધા જોરાવર, વશ કીધેલા જેણે ત્રિભુવર;
જે લાખો થયા લાચારી રે. ભાઇ જુવો.
રાજા રાવણ કામ વશ થાતાં, વાર ન લાગી રાજ ગુમાતાં;
હરી લાવ્યો સીતાજી નારીરે, ભાઇ જુવો.
ક્રોધને વશ થઇ કંસે શું કીધું; દુઃખ ઘણું તેણે પ્રજાને દીધું;

મારીયો કૃષ્ણા અવતાર ધારી રે, ભાઇ જુવો.
મોહને વશ થઇ ચંદ્રજ ચાલીયો, જઇ ગોરાણીનો પાલવ ઝાલ્યો;
ભુંડી દશા ભોગવે ભારી રે. ભાઇ જુવો.
હીરણાકંસે અતી આક્રંદ કીધો, મત્સરને તેણે હોરીજ લીધો;
માર્યો નરસીંહે નોર વધારીરે. ભાઈ જુવો.
જુવો દુર્યોધન અતિ અહંકારી, આખી અવની જેથી આજારી;
પરાજય થયો મુવો તે પોકારી રે, ભાઇ જુવો.
બાણાસુરે બહુ બળ કરીને, ગર્વ કીધો અભિમાની ધરીને;
જેણે સહસ્ર ભુજા ખોઇ સારીરે, ભાઇ જુવો.
છ દુસમનને તાબે થાતાં, રોકશે તેતો હરી ગુણ ગાતાં;
કહે ત્રિભુવન જુવો વિચારીરે. ભાઇ જુવો.

---

## ભજન (૫૫) રાગ ભૈરવી.

વિચારી જો વીરા મારા, તું તો તન તારૂં રે તું તો તન તારૂં;
મિથ્યા કહે છે મ્હારૂં મ્હારૂં, વિચારી જો વીરા મારા. ટેક.
કુટુંબને સગુ સારૂં તને તો લાગે છે પ્યારૂં, નથી તે રહેનારૂં રે. વિચારીજો.
માયાની લાગી છે લાળું કઇ પેરે તને વારૂ, અંતરમાં અંધારૂં રે. વિચારીજો.
ઉપાય કર્યા હજારૂ, ધ્યાન ઘડી તેં ન ધાર્યું, બોલે વણવિચાર્યું રે. વિચારીજો.
ખલક છે બહુ ખારૂં, ત્રિભો કહે ધીર શું ધારૂં, શોધી લેને બારૂં રે.
વિચારી જો.

---

## ભજન (૫૬) ભૈરવી ધુન.

આરે જગતમાં જુવો વિચારી, ત્યાગી થઇ કોણ તરીઆ. (૨) ટેક
સૌ સંસારીને ઘરબારી, ભાવે ભક્તિ જેણે ધારી.
કીરતી, જગમાં મેળવી સારી, અંતે તે ઓધરીયા. આરે.
રહે સંસારીને યોગ પાળે, નજરે નિરંતર એકજ ન્યાળે;
એવું જે કાંઇ ઓળખીને, દીલ રાખે ઠરીયા. આરે.
નકલંક નાથની સેવા કરશે, પરમારથમાં પગલું ધરશે.
ત્રિભો કહે ભક્તિ જાણી નહીં તે ડાગટ ફેરા ફરીયા. આરે.

---

## ભજન (૫૭) રાગ સહર.

યોગી થઇ શું યોગ પાળે, કામ જીત કોઇએ નથી;
અપવાદ ઉલટો લાગશે, શું મરો છો મિથ્યા મથી. યોગી.
જુવો દેવ દાનવ માનવી, આ વાત દ્રઢ થઇ જાણવી;
ભક્તિ વીણ મોક્ષ મળે નહીં, વેદ વાણી કહે કથી કથી. યોગી.
માયા મસ્તાની મોહની, જતી હાર્યો તેના જોરથી;
એકલશીંગી હારી ગયા એક વીણાના શોરથી. યોગી.
ઓળખ અલીને ધ્યાન ધરીને, જાગ અંધારા ઘોરથી;
ત્રિભો કહે એ નાથ બચાવે, કાળ કપટી ચોરથી. યોગી.

---

## ભજન (૫૮)

પ્રભુ કરે તે કોઇ કળે નહીં લખ્યું લેખાટે થાય;
કોઇ ઉપાયો કરી જુવો, પણ કળા કળી ન કળાય. ટેક.

પળમાં રાયને રંક બનાવે, રંક તે રાય કહેવાય;
વેળા વેળાની છાંયડી છે આ, આવેને વળી જાય. પ્રભુ કરે.
જળને ઠેકાણે થળને જોશો, થળ ઠેકાણે જળ થાય;
ઓળખ શાહાને અંધ હૈયાના, જીંદગી એળે જાય. પ્રભુ કરે.
એવું રે આખું જગત જાણે છે, તોપણ ભુલાં ભમાય;
ભક્તિના નાવે ભવજળ તરસો, ગુણ ત્રિભોવન ગાય. પ્રભુ કરે.

---

## ભજન (૫૯) રાગ નાટકી.

સંકટ સમયે સાથી સાચા સ્હાય નકલંકી કરે છે,
ભાવે ભજે જો ભક્તિ કરીને અરજ કાન ધરે છે;
રટણ રદયમાં રાખો સદા તો, દુઃખડાં તેનાં હરે છે. સંકટ.
પશુ પક્ષી જીવ જંતુને પાળે, નહીં તે કોથી ડરે છે;
દયા દરસાવી સૌ પર જોતાં, ભંડાર તેના ભરે છે. સંકટ.
નામ રટણ જો નહીં રટે તો, ફોગટ ફેરા ફરે છે,
કહે ત્રીભો શાહાનું નામ લીધા વીણ, મિથ્યા મથી તું મરેછે. સંકટ.

---

## ભજન (૬૦).

મિથ્યા મોહને છોડો માયા વાત કહું છું વારૂં રે;
જુઠી માયા જાણો જગતની, કાંઇ નથી તમારૂં રે. મિથ્યા.
પાપ પીંજરીએ પ્રાણ પંખેરૂ, આવી પડયું બિચારૂં રે;
દુર્લભ દેહ આ પડી જવાનો (૨) બચવાનું નહિં બારૂં રે મિથ્યા.
વિષય ઇચ્છા વહાલી જેને, એ અજ્ઞાને અંધારૂ રે;
કહે ત્રિભો ઓળખ હરીને (૨) તેમાં સુખ થનારૂં રે. મિથ્યા.

---

## ભજન ( ૬૧ ).

અનેક વાર હું અવતરી થાકયો, પશુ કીટ અવતાર;
ઝાડ પહાડ જીવ જંતુ બનીયો, બેપગ ચોપગ સાર;
ફોગટ ફેરા ફરીને થાકયો, તોય ન પામ્યો પાર. અનેકવાર.

કર્મે અત્રે આવી મળ્યાં છે પુત્ર ને પરીવાર;
મિથ્યા માયા ફંદમાં ફસાઇ, હું ગુંચાઇ મરૂંછું ગમાર.અનેકવાર.

દાસ ત્રિભો અલી નામ આરાધે, કરો સાર કીરતાર;
બુડતાં મારી બાંય જાલીને, અલી કરો હવે ઉદ્ધાર. અનેકવાર.

---

## ભજન (૬૨).

એ...વાણું કેવું વાસે ગમાર જાગીને જો સંસારમાં (૨)
શોધી લે સારો જે સાર, જાગીને જો સંસારમાં. ટેક.
હીંમત તારે મનમાં એવી, જાણે સાયબી સઘળી લેવી;
એવા કરે તું વિચાર. જાગીને.
લોભની લહેરૂ તને તો લાગી, જોને અભાગી જરી તું જાગી;
જશે એળે આ અવતાર. જાગીને.
નાથ નકલંકનું રટણ રટી લે, પરમારથમાં તું પગલું દે;
નહીંતો ધીક અવતાર. જાગીને.
ભવજળ તરશે તું શી રીતે, છુપા કપટ કરતો નિતે;
દાસ ત્રિભાનો તો અલી આધાર. જાગીને.

---

## ભજન (૬૩).

કરો કાંઇ કોટી ઉપાય, પણ કાળ કદીએ નહીં છોડશે;
જમડા આવે જીવને જાલવા (૨)
ત્યારે હો હસે જીવ દોડશે હાં......રે. કરો કાંઇ.
સગાં સંબંધી વહાલાં જે તાયરાં (૨)
ત્યારે સંબંધ સૌનો તુટશે હાં......રે. કરો કાંઇ.
નથી જે આપણો તેને તું ચાય છે (૨)
ગયા પછી માથાં સૌ ફોડશે હાં......રે. કરો કાંઇ.
જુઠી માયા છે રે જગતની (૨)
તેમાં હામ ધારે છે અતિ હોડસે હાં...રે કરો કાંઇ.
કહે ત્રિભો પ્રભુ વ્હારે આવશે (૨)
જો ચિત્ત વહાલા સંગ જોડશે હાં......રે કરો કાંઇ.

---

## ભજન (૬૪) માન માયાના કરનારાંરે એ રાગ.

જેને પ્રભુ ભજન નહીં પ્યારૂંરે, તેને મનમાંહે અતિ અંધારૂં;
તેને મનમાંહે અતિ અંધારૂં. ટેક.
કુટુંબ કબીલાની માયામાં મોહીને લોભની લાગી લાળું;
પાળવા પોષવા અને સંભાળવા (૨)
ઉદ્યમ કરે છે હજારૂ રે. તેને મનમાંહે.
સ્વપના સમ આ સંસાર છે, તેમાં તે સુખ નહી સારૂં;
ફોગટ ફંદ ફસાઇ મરણું (૨)
મિથ્યા કહી મારૂં મારૂં રે. તેને મનમાંહે.

અનેક વાર તું અવતરી થાકયો, હવે તે કેમ ન વિચારૂ;
અજ્ઞાની નરને અતિ પ્રિય છે એ (૨)
કહે ત્રિભો એમાં શું તારૂં રે. તેને મનમાંહે.

---

## ભજન (૬૫)

જેને પીરસા નામનો રંગ લાગ્યો, સંતોએ ભવ જીત્યા. ટેક.
અનેક ઉપાયો કરી જુવો, ભલે સાગર સેવો કે સરિતા;
અન્ય સેવ્યાથી ઉદ્ધાર નહીં થાસે, જુવો વેદ પુરાણ સારંગ ગીતા. સંતો.
હું ને મારૂં મૂકયું નહીં ત્યાં સુધી, ભક્તિ નહીં એ ભય ભીતા;
પાખંડથી તો પૈસા ધુતે, એ રે નહીં અમી પીતા. સંતો.
છોડ માયાને કરી લે ભક્તિ જોને વીતક શું શું વીત્યા;
કહે ત્રીભોવન સાચા સંગતી તારાં, ભુમી ભળવું કે કાષ્ટ ચીતા. સંતો.

---

## ભજન (૬૬) સૌ સૌ સવને સવની પડી એ રાગ.

સૌ સૌના સ્વાર્થ સારૂ સગપણ માને છે સાચું,
મારૂં મારૂં મિથ્યા કહેતાં પણ અંતરમાં સૌ કાચું. ટેક.
સગપણ સાચું હોય જગતમાં તો ગયેલું વાળો પાછું,
મિથ્યા માયા જાણો જુઠીઆ એવા સુખને શું રાચું. સૌ સૌના.
કુટુંબ કબીલો કામ નહીં આવે જમ જ્યારે જાલે કાચું,
ત્રિભો કહે નામ નકલંક મુકી આર ન બીજું જાચું. સૌ સૌના.

---

## ભજન (૬૭).

આરે જગતને જેણે રચાવ્યું દયાળુ એ દાતાર,
ઝાડ પહાડ જીવ જંતુ બનાવ્યાં બેપગ ચોપગ આર,
નરનારીને નીર નવાણે અતી કર્યો ઉપકાર. ટેક.
અન્ય બીજાથી નહી બને એ ઉપાય કરો જો હજાર,
માટે નકલંકને આરાધો આપણો એ આધાર. આરે.
કર્મ વિદ્યા ને દ્રવ્ય તે દે છે સોધી જો જો સાર,
અલી ભજે નહીં પાપી તે તો પડશે નર્કને દ્વાર. આરે.
ખાન પાનને જીંદગી બક્ષે એ તો અલી અવતાર,
ત્રીભો કહે નહીં બીજો જાણે લાડ પાલણ લગાર. આરે.

---

## ભજન (૬૮).

કોઈ સંસારમાં પાર ન પામ્યા (૨) જુવો જરી વિચાર કરી,
વિચાર કરી. ટેક.
માયાના ઝોલ ચઢ્યા ચકડોલે મિથ્યા શું બોલે ગર્વધારી,
જમડા જ્યારે ઝડપી લેશે (૨) મનુષ્યા જન્મ નહીં આવે ફરી;
નહીં આવે ફરી. કોઈ.
હતા અહંકારી તે રહ્યા જખમારી ગયા સૌ હારી જેણે જાણ્યા ન હરી,
રાજપાટ સુખ સાયબી મુકી (૨) અંતે જાવું એક દીને મરી;
એક દીને મરી. કોઈ.
ચડીયા તે પડીયા અમસ્થા આથડીઆ ઠામ ન ઠરીઆ જુવો જરી,
કહે ત્રિભો કોઇ સાથે નહીં આવે (૨) પાપની પોડી તમે લોછો ભરી;
તમે લ્યોછો ભરી. કોઇ.

---

## ભજન (૬૯)

કરીલે કમાણી તું તો સાચીરે ઓ ઘેલા પ્રાણી,
કરીલે કમાણી તું તો સાચી. ટેક.

નથી કોઇ જુગમાં તારૂં મિથ્યા કહે છે મારૂં મારૂં,
સા પર તું રહે છે રાચી રાચી રે. ઓ ઘેલા.

મરણ તુંને ઝડપી લેશે નહીં કોઈ સાથે રહેશે,
મુકીદે મમતા તું હરીને જાચી રે. ઓ ઘેલા.

ત્રીભો કહે ભક્તિ સારી કરીલે તું ધીરધારી,
હજુ તારી બુદ્ધિ કાચી કાચી રે. ઓ ઘેલા.

---

## ભજન (૭૦)

અલખ આરાધો કાયા નગરમાં ધીરજથી તો ધ્યાન ધરો,
મનુષ્ય દેહ આ મોંઘો જાણી ભક્તિની કમાણી કરો. ટેક.

જાગી જુવો આ જુઠા જગતમાં મિથ્યા કાં મુંજાઇ મરો,
ભક્તિ મુકી કયાં ભુલા ભમોછો તક આવ્યો છે આજ ખરો. અલખ.

વિષય જાળમાં વિટાઇ વીરલા મનમાં શું તમો મસ્ત ફરો,
ખંતથી ખોળો ભાક્ત આ ભવમાં બચાવે બ્યાધીથી નાથ ખરો. અલખ.

મોહ મમતાને દુર કરીને દુશ્મનોથી કદી નહીં ડરો,
દાસ ત્રિભો કહે હરા આરાધો ભક્તિના ભંડાર ભરો. અલખ.

---

## ભજન (૭૧).

હાંરે ગાવો ગાવો અલી ગુણ સહુજનરે સહુજનરે,

ભાયો સહુજનરે ગાવો ગાવો હરી ગુણ. (૨)

પંચ તત્વનો આ દેહ બનાવ્યો રજો તમો સતો માયા મનરે.
ગાવો ગાવો.

ખોજ કરી જો ખોળો હ્રદયમાં નહીં ટકે નીશ્ચે આ તનરે.
ગાવો ગાવો.

માયા મુકી હરી હૈયે ભજીલ્યો કરો અરપણ સો તનમનરે.
ગાવો ગાવો.

કહે ત્રિભો મદ મોહ તજો તો પ્રેમે થશે સુલતાન પરસનરે.
ગાવો ગાવો.

---

## ભજન (૭૨).

મન મારૂં ગભરાયરે ડરવાનું ઠેકાણું નહીં,
જુઠી આ જગની બાજી જાણીલે જીવ તું રે;
નથી કોઈ અંતે એમાં તારૂં રે. ડરવાનું.

હંસ રાજા તારો ઉડી જવાનો રે,
કાયા દેવળ તો સુનું થાશે રે. ડરવાનું.

વેદશાસ્ત્ર કહે છે કથી માની લે જીવ તું રે,
એમાં થશે ઉદ્ધાર રે. ડરવાનું.

હરી સાથે હેત ધારી ઓળખીલે હીરલો રે,
ત્રિભાતણો આધાર રે. ડરવાનું.

---

### ભજન (૭૩) રખેવાળ થાશે મારો રામરે એ રાગ.

જીભે જરી જપને અલી નામરે તું માન મનવારે,
જીભે જરી જપને અલી નામ. ટેક.

અધમ ઓધારણુ તારણુ સંકા સંહારણુ વાળો,
વિકટ વેળાનો શાચો સ્યામ રે. તું માન.

નામથી ગુણીકા તારી દુષ્ટોને નાખ્યા મારી,
તેની સંગાતે કર કામ રે. તું માન.

કહે છે જે મારૂં તારૂં અંતે એતો નહી રહેનારૂં,
સા પર ધારે છે હૈયે હામ રે. તું માન.

કહે ત્રિભો આ જગની માયા કાચી ઘડી છે આ કાયા,
છોડી જાવું એક દીન ગામ રે. તું માન.

---

### ભજન (૭૪) ભુલોને સૈયા મોરી ખબરીયાં.

દેખ્યા નહીં કછુ સાર જગતમાં (૨) સાર જગતમાં,
દુનિયા ઠગતમાં. દેખ્યા નહીં.

કોલ દઈ પ્રાણી કશું ન કીધું મિથ્યા શું સોયો માત રગતમાં.
દેખ્યા નહીં.

શહા ભજન બીન સુખ ન જાણો એક દીન આવે એહી અગતમાં.
દેખ્યા નહીં.

શહા રટણસે મોક્ષ મીલેગા ત્રિભો કહે સુખ શું ગુણ ભગતમાં.
દેખ્યા નહીં.

## ભજન (૭૫) મારો હીરો હેરાયો કચરનમાં એ રાગ.

હાંરે મારો જીવ ભરાયો હરી ભજનમાં (૨) ભજનમાં અલી ભજનમાં,
કોઇ કહે પ્રભુ જળમાં રહત હય કોઇ કહે હૈય ગગનુમાં. મારો જીવ.
એક કહે હરી નજરે મે નીરખ્યા બીજો કહે હરા છે તનમાં. મારો જીવ.
સઘળે વ્યાપક નાથ નીરંજન ત્રિભો કહે એ તો મનમાં. મારો જીવ.

---

## ભજન (૭૬).

જનમ ધરી જગદીશ જોયા નહીં,
મનુષ્યા જન્મ તેં અફળ ગુમાવ્યો, અતી હું પદ મન લાવીને;
અતિ મિષ્ટ હરી રસ લીલા તે તો તુજને ભાવીન;
કર્મ મુકી ધર્મ ધારવા, તક તુને તો ફાવીન. જનમ.
નકલંક નામની સેવા ન કીધી, કર્યું હરામ પય ધાવીન;
અમરવેલી ઉપાડી નાખી, ઉછેર્યું વીખ ઝાડ વાવીન. જનમ.
જનમ લેતાં કોલ દીધા બહુ, અલી સંગાતે કાવીન;
હૈયાના ફુટયા અંધ બન્યો તું, માયામાં મન છાવીન. જનમ.
કહે ત્રિભો ચેતી લ્યો ચિત્તમાં, આ અવતારે આવીન;
આ અવતારે નકલંક આરાધો, સત પંથને સાવીન. જનમ.

---

## ભજન (૭૭).

પાર ન પામ્યો જન્મ મરણ દુઃખ કેરો, મિથ્યા મનમાં ઘાલ્યો છે ઘેરો;
પાર ન પામ્યો જન્મ મરણ દુઃખ કેરો.

અમર અલીને કોઇ નહીં મળીયા કેમ કરી છુટે ચોરાસી ફેરો. પાર ન.
આ દુનિયામાં દુઃખ બહુ ભરીયું,લ પટ થઇ લેવી સુખ લહેરો.પારન.
અલખ ધણીયે એરાધ દીધો, ત્યારે ત્રીભાનો મટયો અંધેરો. પાર ન.

---

## ભજન (૭૮) મારા મનના માલીક મળીયા એ રાગ.

મને લગની સાહેબ સું લાગીરે, ઝબકયો નીંદરથી જાગી (૨) ટેક.
સુંદીર સુખકર મનહર સુરતી, ધ્યાન ધરીને જોવું;
કરી દરશન પાતક ખોવું ભીડ ભકતો તણી ઘણી ભાગીરે. ઝબકયો.
જળ થળ ભુતળ તમે રચાવ્યાં, પશુ મનુષ્ય ને પ્રાણી;
બહુ કળા મેં આપની જાણી, લઉ ભક્તિ મુખથી માગીરે. ઝબકયો.
સંસાર સ્વાર્થ માયા મુકીને ગુણ ગોવીંદના ગાવો;
સતપંથને જરૂરસાવો, દીયોને માયા મમત ભાઇ ત્યાગી. ઝબકરેયો
યા અલી નકલંક પ્રગટ થયા છે, ઓળખી લ્યો એંધાણુ;
દાસ ત્રિભો આનંદ ઉર આણે, જેના નામની નોબત વાગીરે. ઝબકયો,

---

## ભજન ( ૭૯ ).

અધર્મ અનીતિ મુકી દીયો અળગાં, વાલાની વગમાં ભાયો
વળવું વળવું વળવું છે;
મિથ્યા માયા આતો કામ નહીં આવે, ભેખ ભક્તિમાં ભાયો
ભળવું ભળવું ભળવું છે. અધર્મ.
ખોટા છે વૈભવ જુઠી માયના, ખોટારે ભોગ આ કાચી કાયાના;
એવારે ફંદથી ભાયો ટળવું ટળવું ટળવું છે. અધર્મ.

રાજપાટ ધન પુત્ર ને દારા, માત પિતા કુટુંબ એ નહીં તારા;
શોધ મોક્ષ મારગે કાંઇ મળવું મળવું મળવું છે. અધર્મ.
વસ્ત્રાલંકાર સારા શોભાવે, અંતેરે એ કાંઇ કામ નહીં આવે;
ખોટારે ફંદે ભાયો ખળવું ખળવું ખળવું છે. અધર્મ,
કહે ત્રિભો કાયા પડી જવાની, ભુમિ ભળી એ ધુળ થવાની;
નહીંતો કાષ્ટ ચિતામાં એકદી બળવું બળવું બળવું છે. અધર્મ.

---

## ભજન (૮૦) ગીરધારી કનરો.

ધન્ય ધન્ય પ્રભુજી મારા, ધન્ય ધન્ય પ્રભુજી મારા;
કામ સઘળાનાં તમો કરતા, કહાવો આલમના આધારા;
યા અલી તમો ખરા આલમ ધણી ગાવું ગુણ તમારા. ધન્ય ધન્ય.
બાળકના પાળક પિતાજી, કૃપાસાગર સારા;
કરૂણા કરજો સ્વામી મુજપર (૨) કામ સફળ કરનારા. ધન્ય ધન્ય,
ગુનાહ મારા સામું ન જોતાં, કરો પાપ માફ હમારાં;
અપાર દયા સ્વામી તમારી, ભકતોને ઉગાર્યા. ધન્ય ધન્ય.
સુખી કરો છો સૃષ્ટી બધી મોકલીને મેઘ ધારા;
દાસ ત્રિભો કરે અર્જ તમારી, ચર્ણ સેવુંછું તમારા. ધન્ય ધન્ય.

---

## ભજન (૮૧) ખલક સબ રેનકા સપના.

ભજો સત્ય નામ ઉચારી (૨) માયા બળ બહુ છે ભારી. ટેક.
માયા તો બહુ છે બળમાં, કરે છે નાસ એક પળમાં;
જુવો જરી મન વિચારી (૨) માયા બળ.
માયાના ફંદ બધા ખોટા, ઉડે જેમ રાખના ગોટા;
એવી છે કાયા આ તારી (૨) માયા બળ.

મેઠી મહેલ કીધા ઘણા સારા, વહુ ને દીકરા તારા;
અંતે સૌ છે પ્રલેકારી (૨) માયા બળ.

અલપ કાળ શીરતો ફરતો નથી એ કોઇથી ડરતો;
ભજી લે પ્રભુને ધીર ધારી (૨) માયા બળ.
ત્રિભાને આસરો તારો, પ્રભુજી પાર ઉતારો;
નહીંતો સી ગતી મારી (૨) માયા બળ.

---

## ભજન ( ૮૨ ) મારો રામ ગયો છે વનવાસરે એ રાગ.

શું સુતો સોડ તાણી રે, આંખ તારી નીંદમાં ભરી;
અમુલ્ય દેહ તારો પડી જોને જાશેરે, આરે મંદરીયું નહીં મળશે ફરી.
નહીં મળશે ફરી. આંખ તારી નીંદમાં ભરી.
સુખ સ્વપના સમ તે, જાતું જોને રહેશેરે;
ભલે છકી જાતું તો ગરવ ધરી, હાં ગરવ ધરી. આંખ તારી.
ધીર ધરીને તું અલીને ભજીલે રે;
આતમ ઓધાર તારો ભક્તિ કરી હાં સેવા કરી. આંખ તારી.
હંસો જાશે ત્યારે કાયા સુની પડશેરે;
નહીંરે ટકાવે તને ઘરમાં જરી હાં ઘરમાં જરી આંખ તારી.
કહે ત્રિભો પ્રાણી ચેતી લ્યો ચિતમાં રે;
એક દિવસે જવું પડે મરી હાં પોતે મરા. આંખ તારી.

---

ભજન (૮૩) જેઠ ઘર જમવા ન જાવું રે ન જાવું રે એ રાગ,

નકલંક નાથ પધારો વ્હેલા કુલડીએ વધાવું રે વધાવું રે વધાવું વાલાજી
પધારો પિતાજી મંદિર મારા માંરે રૂડાં બીછાના બિછાવુંરે બીછાવુંરે.
બીછાવું વાલાજી.
પાપ પિતાજી હસે અતિ મારાં રે કહેતાં ઘણો હું લજાવુંરે લજાવું રે લજાવું
વાલાજી.
સાચા પિતાજી કર સાવો મારોરે, શીશ તમોને નમાવું રે નમાવું રે નમાવું.
વાલાજી.
સંસાર સાગરથી બચાવોને હમનેરે, ત્યારે શું થાવું રે થાવું રે શું થાવું.
વાલાજી.
દાસ ત્રિભાને પાર ઉતારોરે, ગુણ તમારા હું ગાવું રે ગાવું રે હું ગાવું
વાલાજી.

---

ભજન (૮૪) સહાય કરો જગનાથ અમને એ રાગ.

કઠણ ભક્તિ કેરી રીત સંતોભાઇ કઠણ ભક્તિ કેરી રીત;
ખોળી જુવો ખચીત સંતોભાઇ. ટેક.
જુવોરે ભક્તિ પાંડવે કરી, સોરે કૌરવો થયાતા વેરી,
દુ:ખ દીધું નીત નીત. સંતો ભાઇ.
વનમાં જઇને વાસોરે વસીયા, ધર્મ મારગમાં વેગે તે ધસીયા;
આવી પ્રભુ પર પ્રીત. સંતો ભાઇ.
લાખાભુવનમાં જુવો ઉગાર્યા, કૌરવોને ફુટી માર્યા;
ધણીએ ધાર્યું હીત. સંતો ભાઇ.

અરજુન પાસે મચ્છવેધ કરાવ્યો, કીચકને ભીમ હાથે મરાવ્યો;
રણસ્થંભે મળી જીત. સંતો ભાઇ.
દાસ ત્રિભોવન અલી ગુણ ગાતાં પ્રભુ ભજનથી દુઃખડા જાતાં,
સૌ ગુણી જન ગાતાં ગીત. સંતો ભાઇ.

---

## ભજન (૮૫).

એ જ્ઞાની નર ગોતેરે ખબર ગુરૂ ઘર તણીરેજી,
ભુલા થઇને ભમતારે પંડીતો પુરાણો ભણીજી. ટેક.
પ્રથમ જ્યારે ધંધુકાર હતારે ત્યારે ન હતા વાણી ખાણી ને વેદ,
સુનકારમાં સાહેબ મારારે તેદી અલખ નિરંજન એક;
એ ઇંડ ત્યાં ઉપાયુંરે બધી તેમાં માયા બની. જ્ઞાની.
અહુંકારમાં ઇંડ ચઢાવીયુંરે તેનાં થયાં દસ આસમાન,
સાત તબક સામીયે રચ્યારે એવું ગુરૂએ વિચાર્યું જ્ઞાન;
એ કુદરતી એમ કરતારે ધ્યાનથી એ ધીંગો ધણી. જ્ઞાની.
આદ બ્રહ્મા ઉપાવીઆરે નાભી કમળથી સાર,
ત્રિગુણી ગુણને માયા દેવીરે એમ ઉપાયા વેદજ ચાર;
બ્રહ્માજી તે ભણીયારે સબ્દ તેતો શ્રવણે સુણી. જ્ઞાની.
ગગન મંડળને પવન પાણીરે વાણી ખાણીને વેદ,
ચંદ સુરજ ને તારા જુવોરે તેનો ભારે જાણો ભેદ;
માયા દેવી મોટાંરે બનાવ્યાં ગુણ ગણી. જ્ઞાની.
બ્રહ્મા વૈષ્ણવ સૈવ શક્તિરે મારા વાલાજીએ કીધો વીસ્તાર,
જગત એમ ઉપાવીયુંરે વળી જીવજંતુ નરનાર;
કહે ત્રિભો તનમાંરે પરખી જુવો પારસમણી. જ્ઞાની.

---

## ભજન (૮૬) મારો હીરો હેરાયો કચરનમાં એ રાગ.

હાંરે મુને લાગી લગની નકલંક નામ તણી (૨)
નામતણી સાચો જે છે ધણી. મુને.
પાંચ તત્વનો આ દેહી બનાવ્યો,
કલેવર કીધું કેવું ચણીરે ચણી. મુને.
ત્રણે ગુણની તેમાં માયા બનાવીરે,
શાહા બેઠારે માંહી બણીરે ઠણી. મુને.
ઓહંગ સોહંગથી ઓળખા લેજો,
પરખી જો જો એ છે પારસમણી. મુને.
સતગુરૂએ મુને શબ્દ સુણાવ્યા,
વાણી તેની ત્રિભે શ્રવણે સુણી. મુને.

---

## ભજન (૮૭) રાગ પ્રભાતી.

આરે જગતમાં જંજાળી જીવતું માયામાં સું મોહ્યોરે,
અવતાર ધારણ કરીને આવ્યો (૨) અવસર એળે ખોયોરે આરે.
પ્રકાસ સમયે પ્રભુને ન ભજીઆ રેણી થઇ તબ રોયોરે,
અંધારામાં તું અટવાઈ મરતો (૨) સાચા ધણીને ના જોયોરે. આરે.
રટણ રામનું તેં તો ઘડી ન કીધું તેમાં તેં જીવ ના પરોવ્યોરે,
અહંકાર અનીતિ ત્યાગ નકીધી (૨) તારા મનનો મેલ નાધોયોરે. આરે.
માતતણું દુધ હરામ કીધું પાડાને શું દોયોરે,
કામી થઇ નીચ કરમો કીધાં (૨) તાત તારો તો વગોયોરે. આરે.
હરી ભજ્યાની તેં માળા ન લીધી મણીધર શું શીર સોયોરે,
ગુરૂપ્રતાપે ગુણ ત્રિભો ગાય છે (૨) તું તો પાછળ પસ્તાઇ રોયોરે. આરે.

---

## ભજન (૮૮) પ્રભાત.

ધરને દયા તું દામોદર દેવા એક ચીતે સમરૂં તને કરૂં તારી સેવા. ટેક.
ભક્ત ઓધારણ તારણ તમે તું તો દયાળુ દેવા,
અરજ હું તો એજ કરૂં છું ભક્તિ તારી લેવા. ધરને.
અજ્ઞાનીને જ્ઞાનજ દેજો તમ ઘર જોવા,
કૃપા કરો મુજ પર પ્રભુ ભવ દુઃખ ખોવા ધરને.
મન મારૂં સુધ કરો માયામાં નહીં મોવા,
બચાવીને બાંય ઝાલો મુકો નહીં રોવા. ધરને.
માયામાં તો બહુ વીંટાયો તેણે કામ નહીં સરેવા,
દાસ ત્રિભાની અરજ સુણી સાચી આપો સેવા. ધરને.

---

## ભજન (૮૯) રાગ પ્રભાત રામકલીમા.

ઉઠને જાગ જીવડા તું આળસ ત્યાગી,
પ્રકાસ સમયે પ્રભુ ભજીલે જોને જરી જાગી. ટેક.
પાય લાગ પ્રભુજીને ભક્તિ લેને માગી,
પ્રેમનાં પટકુળ ધારણ કરીલે તું દે અનીતી ત્યાગી. ઉઠને.
પ્રભુ કષ્ટ નીવારે ઘણાં લેજત જેને લાગી,
આગળ આગળ બહુ ઉગાર્યા ભીડચું તેની ભાગી. ઉઠને.
પ્રેમ પદ છે પ્રભુ ભજામાં નથી ભક્તિ નાગી,
કહે છે ત્રિભો જીવ જોને જાગી ઠારલો બતવાગી. ઉઠને.

---

## ભજન (૯૦) રાગ જુલ પ્રભાત.

ઉઠને આળસુ જાગને જીવ તું મુકી દે મોટપની વાત તારી,
સદગુરૂ સેવતાં દુઃખતો ભાંગસે આપસે આસરો એજ ભારી. ટેક.
સેવવા શ્યામને જાળવી કામને નામ નારાયણનું નિત્ય ધારી,
એ કરીલે ભક્તિ આ સમે ઉઠીને કાળ કંકાસને મોહમારી. ઉઠને.
રાવણ મારવા વિભિષણ તારવા પાજ સેતુ પરે બાંધીરી,
એ હરણાકંસ મારીને પ્રલેહાદ ઉગારીયો દીધોતો નાથજી સ્થંભ ફાડી. ઉઠને.
અજામેળને જુવો ઉગારીયો નામથી તારી ગુણકાજ નારી,
એ આસરો આપજે ત્રિભાને એટલો ઉગરવા નાથજી એક બારી. ઉઠને.

---

## ભજન (૯૧) રાગ પ્રભાત.

આરેસમે હરી મુને આધારજ તારોરે,
કરૂં છું અરજ તારી હું તો પાર ઉતારોરે. ટેક.
તાતી કડા સિળી કીધી સુધનવા ઉગારોરે,
નામદેવનાં છાપરાં છાયા હંસધ્વજને માર્યોરે. આરે.
ભીલડીનાં બોર ખાધાં એવો ભાવ ધારેરે,
પ્રભુ મારી વ્હારે ચઢી કામ મારાં સારોરે આરે.
કાળ મારે સીર ભમે છે તેને પ્રભુ વારોરે,
સેવક ત્રિભાની દયા જરી દલમાં તો ધારોરે. આરે.

---

## ભજન (૯૨) રાગ ધોળ.

સત્ય પ્રભુને લાગો સૌ પાય,
આજે અવસર રૂડોરે આંગણે. ટેક.
પુજન પ્રેમ કરીને પ્રભુ માનજો,
આતો આનંદ ઓચ્છવ થાય. આજે.
હું તો થાળ ભરૂં ફુલ ચોખલે,
વાલા વધાવીને લાગું પાય. આજે.
હું તો અરજ કરૂંરે અલી દેવની,
હળી મળીને ગુણ સૌ ગાય. આજે.
રતન જડીત મુગટ સીર શોભતો,
વરમાળા સોભે કંઠ માંય. આજે.
કાને કુંડળ રૂડાંરે શોભતાં,
શંખ ચક્ર શોભે કર માંય. આજે.
હરનું રૂપ તે કેટલું વરણવું,
જોતાં જગત વિસ્મય થાય. આજે.
આગળ પ્રભુ ઘણાને ઉગારીઆ,
ઘણા ગુણીજણ ગ્રંથમાં ગાય. આજે.
નરસૈઇ મ્હેતાને પ્રભુ હેતે મળ્યા,
પુર્યું મોસાળું વૈકુંઠ રાય. આજે.
વીપ્ર સુદામાના સંકટ કાપીયાં,
તેડી બેસાડયો મંદીર માંય. આજે.
દાસ ત્રિભો કરે છે હરીની વિનંતી,
મને સરણે રાખો સહાય. આજે.

---

## ભજન (૯૩) ધોળ.

જીરે આનંદ આજે અતી ઘણો,
પધારીયા રે આ આલમ આધાર;
સોભા હરના નામની. ટેક.
જીરે દરસન કરો આલમ દેવના,
ભાવે ભજીરે સૌ લાગીયે પાય. સોભા હરના નામની.
જીરે રટણ કરીયે મારા નાથનું,
જોતાં મારે પાપ સમુડાં જાય. સોભા હરના નામની.
જીરે અવસર રૂડો આજે આંગણે,
પધાર્યારે આલમના આધાર. સોભા હરના નામની.
જીરે દુઃખ સઘળાં હરી દુર કરે,
ઉગારેરે દાસ જાણી સદાય. સોભા હરના નામની.
જીરે ધુપ કપુરની આરતી,
સહુ સાથરે મળી મંગળ ગાય. શોભા હરનાના મની.
જીરે મંદીર પાવન કરો માયરૂં,
કરજોડીરે દાસ ત્રિભો ગાય, શોભા હરના નામની.

---

## ભજન ( ૯૪ ) થાળ વખતે ગાવાનું.

હાંરે મેંતો થાળ કર્યો તૈયારીરે, જમવા મોહુન વનમાળી (૨) ટેક.
પ્રેમ કરી પ્રભુ વેહેલા પધારો, અર્જ હમારી નાથ સ્વીકારો,
દયા દીલમાં ધારી રે. જમવા.

સુંદીર શીરો સ્વામી બનાવ્યો, અતિ આનંદ મુજ મનમાં આવ્યો;
ભુખ્યા નહીં રહેશો બ્રહ્મચારી રે. જમવા.

જેમ વીદુર ઘેર ભાજી જમીયા, મેવા સમયે ભોજન ગમીયા;
જમ્યા ભાવ ધરીને ભારીરે. જમવા.

છપન ભોગ ને છત્રીસ મેવા, તમ ઘેર જમો છો નિત્ય એ દેવા;
વાલમ જવું વારી વારી રે. જમવા.

કાલાવાલા સ્વામી મારા સ્વીકારો, દાસ ત્રિભાને હરી ઉગારો;
મતી સુધારો મારીરે. જમવા.

---

## ભજન (૯૫) આરતી.

ૐ શબ્દમાં શ્રી સત્ય દેવા, સચીદાનંદ સુખ સ્વામીતું;
પાવન કર હર દુઃખ હમારાં, અરજ કરૂં શિષ નામી હું. ૐ શબ્દમાં.
વ્યાપીક ઠામો ઠામ પ્રભુજી, જગ કરતા બહુ નામી તું;
ઘટ ઘર અંદર થાપે જે કાંઇ, કદી ન દેતો ખામી તું. ૐ શબ્દમાં.
આજ્ઞા તારી એ હીતકારી, શીર ધારે જો સ્વામી શુ;
દાસ ત્રિભાનો ૐ અલી તું, મોક્ષ પદનો ધામી તું. ૐ શબ્દમાં.

---

## ભજન ( ૯૬ )

હરી ૐ પ્રભુ સુખકર દુઃખહર નટવર,
ઘટ ઘર અંદર સ્થાપીયે હરહર ( ૨ ) હરી ૐ પ્રભુ.
અકળીત લીલા ભારી, જઇયે સૌ વારી વારી;
અર્જ હમારી કર્ણ ધર ધર ધર ધર (૨) હરી ૐ પ્રભુ.

પુર્ણ હો ભક્તિ ભરી દોષ દ્રષ્ટાંગત કરી;
ત્રીભા તણા હેતુ પુરા કર કર કર કર (૨) હરી ૐ પ્રભુ.

---

## ભજન (૯૭) સ્તુતિ.

જય જય જગતપતિ કૃપા અતિ, કરી કર ધર કાર્ય સેવકનું;
પશુ પક્ષી જીવ જંતુને પાળે, સંકટ સંહારણ સ્વામી તું. જય જય.
વિશ્વપતિ મમ વિઘન હરજો, અતિ રંક હું બાળક છું;
ભુ મંડળમાં ભાળું નહીં કો, તું વિના ન બીજું કસું. જય જય.
દોષ ખામી દ્રષ્ટાગત કરજો, અતિ આનંદી થાવું હું;
દાસ ત્રિભાનો ૐ અક્ષી તું, નામ તારૂં નહી તજું. જય જય.

---

## ભજન (૯૮) આરતી.

ૐ શબ્દમાં શ્રી સત્યદેવા, સચીદાનંદ સુખ સ્વામી તું;
પાવન કર હર દુખ હમારાં, અરજ કરૂ શીર નાંમી હું.
( ૐ શબ્દમાં ) ૧
વ્યાપીક ઠાંમો ઠાંમ પ્રભુજી, જગ કર્તા બહુ નામી તું;
ઘટ ઘર અંદર થાપે જે કોઇ, તેને કદી ન દેતો ખાંમી તું.
( ૐ શબ્દમાં ) ૨
આગ્રા તારી એ હીતકારી, શીર ધારે જો સ્વાંમી ભુ
દાસ તીભાનો ઓમઅક્ષી તું, મોક્ષપદનો ધાંમી તું.
( ૐ શબ્દમાં )

---

## ભજન (૯૯) અસ્તુતી.

હરી ૐ પ્રભુ સુખ્ખકર, દુખહર નટવર;
ઘટઘર અંદર સ્થાપીયે હરહર—ર— ( હરી ૐ પ્રભુ ) ૧
અકળીત લીલા ભારી, જઇયે સૌ વારીવારી;
અર્જ હમારી કંઠે ધર ધર ધર ધર—ર— ( હરી ૐ પ્રભુ ) ૨
પુર્ણ હો ભક્તિ ભરી, હોષદ્રષ્ટાગત કરી;
તીભાતણા હેતુ પુરા કર કર કર કર—ર— ( હરી ૐ પ્રભુ )

---

## ભજન (૧૦૦) અસ્તુતી.

જેયજેય જગપતી કયાઅતી, કરી કર ધર કાર્ય સેવકનું;
પશુ પખ્ક્ષી જીવ જંતુને પાળે, સંકટ સોહારણ સ્વામી તું;
( જેયજેય ) ૧
વિસ્વપતી મમ વીઘન હરજો, અતી રંક હું બાળક છું;
ભુમંડળમાં ભાળુ નહીકો, તું વીનાનું બીજું કસું.
( જેય જેય )
દાસ ખાંમી દ્રષ્ટાગત કરજો, અતી આનંદી થાવું હું;
દાસ તીભાનો એમ અલી તું, નાંમ તારૂ નહી તજુ.
( જેય જેય )

---

કાયા નગરમાં આવી રહેલા જીવને વણઝારા રૂપી વેપાર કરવા કરેલી કલપનાનો ગાયન ભજન રૂપી ઉપદેસ સાર.

# (આતમ ગ્નાંન વાણી.)

## ભજન (૧) રાગ પદ.

આદ પુરૂસે જીવને ઉપાવીયારે, કીધી સૌ શાર રચના સાર;
જીવ વણઝારો આવ્યો વૈરાટમાંરે. ટેક.

લખચોરાસી નગરો ફરીવળોરે, આવ્યો કાયા નગર મોઝાર;
જીવ વણઝારો આવ્યો વૈરાટમાંરે. ૧

કરવા વેપાર કાયા સેરમાંરે, એણે મનમાં કીધો વીચાર;
જીવ વણઝારો આવ્યો વૈરાટમાંરે. ૨

બહુ સોભા જોઇ કાયા સેરમાંરે, નીરવૃતી પરવૃતી બે નાર;
જીવ વણઝારો આવ્યો વૈરાટમાંરે. ૩

ઘર સૌશાર સારો ચલાવતાંરે, પછી વાધ્યો તેનો પરાવાર;
જીવ વણઝારો આવ્યો વૈરાટમાંરે. ૪

દાસ તીભો કરે છે હરની વીન્તીરે, ખોળી જોસો તો પામસો પાર;
જીવ વણઝારો આવ્યો વૈરાટમાંરે. ૫

હવે જીવરૂપી વણઝારાને, નીરવૃતી ને પરવૃતી નાંમની બે રાંણીયો સાથે ઘર સંસાર ચલાવતાં પુત્ર પુત્રીયોનો વીસ્તાર થયો, પરવૃતીને સંસારી માયા ને વીસય ઇચ્છા વ્હાલી છે, ને નીરવૃતીને પ્રભુ ભજન કરી આત્માનું કલ્યાણ કરી મોક્ષ મેળવવો એ વિસય ઇચ્છાની વ્હાલી પરવૃતીનો પુત્ર પરીવાર કહુંછું, તે સાંભળો.

---

## ભજન (૨) રાગ ધોળ.

કાયા નગરમાં પ્રાંણીએરે, આવી કીધી ઓળખાંણી;
નીરવૃતી પરવૃતી નારીયોરે, તેની તો છે બે નારી. ટેક.
પરવૃતીને વ્હાલો લોભછેરે, નીરવૃતીને સારંગપ્રાંણી;
જુજવાં ઘર ચલાવતાંરે, મોજ મ્રત લોકની માંણી. (ક.યા.) ૧
સાત પુત્ર પાંચ પુત્રીરે, પરવૃતી કમાંણી;
વાધ્યું ભલુ ઘર સુત્રરે, અતી હરખે ભરાંણી. (કાયા.) ૨
આશા, ત્રશા, ભ્રાંતીરે, ઇર્ષા, હિંશા, જાંણી;
હવે સાત પુત્ર તેના ઓળખોરે, આપુછું હું એધાંણી (કાયા) ૩
અહંકાર, અભીમાન, મોહ, મત્સરરે, કાંમ, ક્રોધ પરમાંણી;
લોભ લપટાયો આ દેહીમાંરે, એની કરો ઓળખાંણી (કાયા) ૪
દાસ તીભો કહે ઓળખોરે, વ્હાલા પ્રભુની વાંણી;
પરવૃતી વિસ્તાર હોરતાંરે, લેસે નર્કમાં તાંણી. (ક.યા.) ૫

---

## ભજન (૩) રાગ ગરબી.

હવે નીરવૃતી સાથે પ્રાંણીને સૌશાર ચલાવતાં પાંચ પુત્ર ને ચાર પુત્રી થઇ તેની વીગત.

નવ સંતાન નીરવૃતી નારનાંરે, પાંચ પુત્ર ને પુત્રી ચાર;
વણઝારો મ્હાલે આનંદમાંરે.
ઘણા બુધીવંતાંએ બાળકાંરે, ખોડખાંમી નહી લગાર;
વણઝારો મ્હાલે આનંદમાંરે.
નીતી, સાંન્તી, ભક્તિ, ને દયા, દીકરીરે, એમ પુરો વાધ્યો પરવાર;
વણઝારો મ્હાલે આનંદમાંરે.
વિવેક, વૈરાગ, સંતોસ, દીકરારે, ધર્મ, વિચાર, સમજણ સાર;

વણુઝારો મ્હાલે આનંદમાંરે.

નીરવૃતી કહે મારા નાથજીરે, હવે કરો કાંઇ સારો વેપાર;

વણુઝારો મ્હાલે આનંદમાંરે.

દાસ તીભો કહે, સેવો પ્રીતથીરે, જે છે સાચો સરજણહાર;

વણઝારો મ્હાલે આનંદમાંરે.

---

પોતાના પતીને વીસ્ય ઇચ્છામાં પરવૃતી સાથે પડેલો જોઇ નીરવૃતી બોધ વચનો કહી સમજાવી સીખાંમણ દે છે, અને તેના માયા ફંદમાં ફસાવાથી શું થસે, તે સમજાવે છે.

## ભજન (૪) જળ ભરવા દો જસોદાના જીવણરે મારા વાલા એ રાગ.

### ( નીરવરતીનો બોધ )

પીયુ માંનોરે, સીખ સારી,
કહુંછું તે અંતર આંણજો;
કાંઇ વિચાર કરી, સુખ સોખલડી.
સાથે સ્વાંમી માંણજો—ટેક.—
ધંન, પુત્ર, મંદીર. વાહન સારાં,
નહી અંતે કોઇએ તમારાં;
અંતે અળગાં સર્વે રહેનારાં. ( પીયુ માંનોરે ) ૧
હીરા માંણક મોતી નહી રહે પાસે,
એક દીવસ એ તો અળગાં થાસે;
યમ કીંકરો જ્યારે લઇ જાસે. ( પીયુ માંનોરે ) ૨
ભાક્ત કમાણાં તમે ધીર ધારી,

એ તો સાથે રહેસે તમારી;
બધુ વિસ્વ મુકસે વીસારી. ( પીયુ માંનોરે ) ૩
પાપ પુંન્ય તણાં લેખાં લેસે,
ત્યારે મુખથી ત્યાં તો સું કહેસે;
કેવી રીતે ઉતર ત્યાં દેસે. ( પીયુ માંનોરે ) ૪
કાયા મુકી પ્રાંણ જ્યારે નીકળસે,
પંચભુત વીભુતીમાં મળસે;
ત્યારે અળગાં રહી સૌ કળકળસે. ( પીયુ માંનોરે ) ૫
એવું જાંણી કાંઇ પુંન્ય દાંન કરો,
નીત્ય પ્રભુજીનુ ધ્યાન ધરો;
એવા ભક્તિના ભંડાર ભરો. ( પીયુ માંનોરે ) ૬
કુડ કપટ માયા મોહ તોડોને,
ચીત પ્રભુ ચરણે જોડોને;
સંગ સોખલડીનો છોડોને. ( પીયુ માંનોને ) ૭
વૈરાગ થયો એવું જાંણીને,
પછી માંન દીધુ છે રાણીને;
કહે તીલો પરગટ પ્રાંણીને. ( પીયુ માંનોરે ) ૮

---

નીરવૃતીએ કરેલા બોધથી, જીવરૂપી વણજારાને સંસારી માયા મીથ્યા છે તેમાં ફસાવાથી ઘણી વ્યાધીયો પીડે છે, તે વીખ સંસાર સુખ જુઠુ જાણી, હરી ભજન કરી, જીંદગી ગાળી મોક્ષ પદ મેળવવું, એવો વૈરાગ ઉત્પન્ન થાય છે, તે જોઇ, પરવૃતી બળી ઉઠે છે, ને નીરવૃતીનો દ્વેસ કરે છે, જાંણું કે, જો, આવો બોધ ગ્રહણ કરશે, તો મારા સંસાર સુખમાં ખાંમી લાગશે. પરવૃતી પોતાના પીયુને તેડાવી ચાળા ચટકા કરી, મનોવરતી ફેરવવા ઉલટુ સમજાવે છે, અને મોહ જાળમાં નાખે છે.

## ભજન (૫) પરવરત્તીનો બોધ )

( રાગ પદ ગરબી )

પરવૃતી કહે પીયુ માહરારે,
કેમ ઉદાસ દીસો છો આજ;
સું મનમાં ઓછું કાંઇ આવીયુંરે.—ટેક—
સોળ સણગાર સજ્યા સુંદરીરે,
એણે સ્વાંમીને છળવા કાજ;
સું મનમાં ઓછું કાંઇ આવીયુંરે. ૧
હેત પ્રીતથી નાથને રાજાવીયોરે,
જ્ઞાંને વૈરાગ થયો સીરતાજ;
શું મનમાં ઓછું કાંઇ આવીયુંરે. ૨
પુત્ર પુત્રીને હવે પ્રણાવવાંરે,
ઘણા કરવાનાં છે કાંમકાજ;
શું મનમાં ઓછું કાંઇ આવીયુંરે. ૩
ખાવ પીયો ખુસીથી ધન વાવરે,
ઘણા રંગ ભોગ માંણો હો રાજ;
શું મનમાં ઓછું કાંઇ આવીયુંરે. ૪
ગાય, ભેંસ, હસ્તીને ઘણા ઘોડલારે,
લાવો શોભીતા સોનેરી સાજ;
શું મનમાં ઓછું કાંઈ આવીયુંરે. ૫
અતીત અભીયાગતને કાંઇ ન આપતારે,
તે તો પેલાથી કવછુ નાજ;
શું મનમાં ઓછું કાંઇ આવીયુંરે. ૬

કરો વેપાર ને ધન મેળવોરે,
જેથી લોકમાં વધે ઘણી લાજ;
સું મનમાં ઓછું કાંઈ આવીયું રે. ૭
રાખ ચોળાવસે સોખમાં હરીરે,
તેના દીલમાં ઘણી છે દાજ;
સું મનમાં ઓછું કાંઇ આવીયું રે. ૮
સંગ સોખાવડીનો નાથ છોડજોરે,
નહી તો બગડસે ઘરનો બાજ;
સું મનમાં ઓછું કાંઇ આવીયું રે. ૯
કહે તીભો અનુભવ ઓળખોરે,
બાંધો પાંણીની પેલાં પાજ;
સું મનમાં ઓછું કાંઇ આવીયું રે. ૧૦

---

હવે પરવૃતીનો બોધ સાંભળી માયા ફંદમાં ફસાઈ પડે છે. અને નીરવૃતીને અળખાંમણી કરી તેને ત્યાં જવું બંધ કરે છે. અને પરવૃતી પર અતી પ્રેમ કરી એસઆરામ ભોગવે છે. અને વેપાર કરવા ધાંધધોચ કરે છે.

---

## ભજન (૬) જીવ રૂપી વણઝારાને પરવૃતીનો થયેલો બોધ.

( રાગ ગરબી )

પરવૃતીની સીખાંમણ સાંભળીરે, પછી મનમાં કીધો વીચાર;
હવે વસ્તું મારે કાંઇ હોરવીરે. ( ટેક )

નીરવૃતીને કીધી અળખાંમણીરે, એવો ઘેલો બન્યો છે ગમાર;
હવે વસ્તુ મારે કાંઇ હોરવીરે. ૧
સંકલપ વીકલપ બે બળધીયારે, કીધી કરચ પોઠ તૈયાર;
હવે વસ્તુ મારે કાંઇ હોરવીરે. ૨
લોભ પુત્ર તે સાથે ચાલીયોરે, ગરવ, ક્રોધ, કાંમ થયા સરદાર;
હવે વસ્તુ મારે કાંઇ હોરવીરે. ૩
દસ દાસીયો તો સાથે થઇરે, મુકયો વીસારી ધર્મ વિચાર;
હવે વસ્તુ મારે કાંઇ હોરવીરે. ૪
મન ઘોડે ચઢીને માલતોરે, હૈસાલ ગામ હાથ મોજાર;
હવે વસ્તુ મારે કાંઇ હોરવીરે. ૫
મમતાની ધજા તો ફરૂકતીરે, હુંકાર નગારૂ નીરધાર;
હવે વસ્તુ મારે કાંઇ હોરવીરે. ૬
છળભેદનાં કરયાં બે ત્રાજવારે, તોળ પ્રપંચ વાંણોતર ભાર;
હવે વસ્તુ મારે કાંઇ હોરવીરે. ૭
મન ડાંડીમાં ત્રાજવાં સોભતાંરે, બની ચાલ્યો એ સેઠસાવકાર;
હવે વસ્તુ મારે કાંઇ હોરવીરે. ૮
દેસ સૌશાર ડીઠો સોહામણોરે, લખચોરાસી લારોલાર;
હવે વસ્તુ મારે કાંઇ હોરવીરે. ૯
શ્રીફળ ફોફળ સોપારી ને અળચી, તેમાં કાંઇ અના જોયો સાર;
હવે વસ્તુ મારે કાંઇ હોરવીરે. ૧૦
ગોળ ઘી ખાંડ નવ વોરીયાંરે, માંણક મોતી વોરાં નહી એ વાર;
હવે વસ્તુ મારે કાંઇ હોરવીરે. ૧૧

---

## ભજન (૭) જીવ વણઝારો કરમની પોઠ લઈ વસ્તુ હોરવા નીકળો છે ને શું શું હોરે છે તેની વીગત.

( ચતુભજ ઉપર ચમ ઢળાવો ઓછમ આરત થાય એ રાગ )

વેપારી વણઝારો થઇ રહ્યો, એ તો મ્હાલે કાયાની માંહે;
વિવેક વેપાર પડતો મુકી, એ તો હોરે છે કાંચનું કાંચ;
વણઝારો વેપાર કરવા જાય. ટેક.
લાલચ લોઢુ હોરીયુંને, કપટ હોરૂ કથીર, પ્રપંચ પીતળ હોરી લીધું,
હોરૂ સીંદુર સીશુ સધીર. વણઝારો. ૧
હેસા હીંગળોજ હોરી લીધું એણે, મંમત મીઠું સાર;
કુસંગ સોમલ હોરી લીધો પછી મનમાં કરો વીચાર. વણ. ૨
અફીણ હૈયા ફુટે હોરયું, ને અરીસા હડતાળ;
આળસ ટંકણખાર હોરીને, ભ્રાન્તી ભાંગની લીધી ભાળ; વણ. ૩
વછનાગરૂપી વેભીચાર હોરી, કુળ ગર્વ હોરી લાખ;
કપટ નાંમનું કાપડ હોરી, આખર ચોળી રાખ. વણ. ૪
લેલાટ લોબડી હોરી લીધીને, કાંમળ કાળે રંગ;
છળછાયેલ હોરી લાધાં એણે, લોભ પુત્ર છે સંગ. વણ. ૫
નંદ્રાઘેલી હોરી ઘણી ને, મદીરા હોરૂ અગનાન;
ચાડીચુગલી હોરી ઘણી એણે, ભુલી શરીરનું ભાંન. વણ. ૬
ખુંનસ ખાદી હોરી ઘણાને, ત્રીગુણ હોરી તાત;
સીવી ગુણ અવગુણની, એણે ઉપાડી લીધી સાથ. વણ. ૭
વસમી વાટે પોઠ ચલાવી, ચાલ્યો ભરીને ભાર;
સંસારમાં બીજું કાંઇ ના દીઠું, એવો ઘેલો થયો એ ગેમાર. વણ. ૮
પરવૃતીને કહેવા લાગ્યો, તું છે વહાલી અપાર;
દાસ તીભો કહે જોઇ લે નજરે, કેવો કરયો વેપાર. વણ. ૯

હવે પોઠ લઇ વણઝારો ખુસી થતો, પરવૃતી નાર સાથે મોજ મઝામાં, ઠાંમ ઠાંમ, પોતાનો કાંટાંડો લઇ, સૌસાર દેશમાં ફરે છે, અને નીરવૃતી નારને અળખાંમણી કરી, પડતી મુકી ચાલે છે, તો પણ બીચારી પોતાનો પતી જાંણી, તેનાં સંતાનોને તેડી પાછડ પાછડ ચાલી જાય છે.

---

## ભજન (૮) રાગ ધોળ.

( રામ લક્ષમણ વનમાં સધારતા એ રાગ )

પોઠ લઇ પછી પોતે ચાલીયો, એ તો વીદેસે કરવા વેપાર;
સંગે લીધી નાર, ચતુરા એ ચાલતો. ટેક.
કરે ઉતારા ઘણા તે હેતથી, ધરી પરવરતી પર પ્યાર;
એવો એ ગેમાર. ચતુરાયે. ૧
નીરવૃતીને કીધી અળખાંમણી, તેનું લેસ ન માંને લગાર;
કીધો ન વીચાર. ચતુરાયે. ૨
નવ સંતાંન નીરવૃતી નારનાં, તેને તેડીને ચાલી એ નાર;
કહે ભરથાર. ચતુરાયે. ૩
કહે પરવૃતી પીયુ સાંભળો, ભુંડી રાંડ ખોસે બધો ભાર;
એવી હુસીયાર. ચતુરાયે. ૪
કરશો શંગ નહી એ સોખનો, તમે ગાંઠ ન બનસો ગુમાર;
એવો છે વીચાર. ચતુરાયે. ૫
નવનારી પાસે તે આવી શકે, એમ ઉપાય કરે હજાર;
મુકયા ચોકીદાર. ચતુરાયે. ૬
એનો વેસ વીશ્વવાસમ લાગતો, એ તો ખાંતે કરે છે ખાર;

ખોસો ઘરબાર. ચતુરાયે. ૭

સીખ એની સ્વાંમી માની હોત તો, જાત આબરૂ આપની સાર.

લાગત ન વાર. ચતુરાયે. ૮

કહે તીસો ખોળી જુવો ખોજથી, જે છે આપણો એક આધાર;

કરે ઘણી સાર. ચતુરાયે. ૯

---

જીવ વણઝારો સૌશાર દેસમા ફરે છે ને આનંદમાં મ્હાલે છે, પરવૃતીને વ્હાલી કરી પોતાની પાસે રાખે છે, ને બીચારી શાંન્તગુણી સાધવીને વીસારી મુકી છે, તોપણ તેના ટાડા ભેળી પોતાનાં સંતાંનો સહીત રખડયાં કરે છે, હવે વણઝારાને ઘણો લાભ થવાનો છે એમ માની ઘણો હરખાય છે, ને આગળ ઘણો લાભ થસે, એમ માંની ખુસી થાય છે.

---

ભજન (૯) મને જાંગે તેને હમે જાંણીયેરે એ રાગ.

મોજ સોખ ઘણી ઘણી માંણતોરે, જાંણે મળસે લાભ અપાર;

એવું સુખ માંણતોરે. ટેક.

જોયો સૌસાર દેસ સોહાંમણોરે, તેમાં વ્હાલથી કરે વેપાર;

એવું સુખ માંણતોરે. ૧

અતી લાભ આગળ હું મેળવુંરે, એવા કરે છે મનમાં વીચાર;

એવું સુખ માંણતોરે. ૨

કાળદાંણી અચાનક આવીયોરે, રોકી રાખી પોઠ ત્યાં સાર;

એવું સુખ માંણતોરે. ૩

લાવો નાંણું તમારાં આવ્યાં નહીરે, હવે માંનીસુ નહી વહાર;
એવું સુખ માંણતોરે. ૪
કરી હીસાબ જોયું ત્યાં આગળેરે, દીઠી ખોટ તેમાં તો અપાર;
એવું સુખ માંણતોરે. ૫
યમ કીંકરે બાંધી આંણીયોરે, રાજા ધરમ તણા દરબાર;
એવું સુખ માંણતોરે. ૬
ખત ખોટાં નીકળ્યાં તારા નાંમનાંરે, તેને બાંધીને મારતા માર;
એવું સુખ માંણતોરે. ૭
આવો વેપાર બહુ વાર આદરેરે, નથી લેસ આપ્યુંરે લગાર;
એવું સુખ માંણતોરે. ૮
ત્યારે જુઠો તેને અતી જાંણીયોરે, બાંધી નાખ્યો નરક મોઝાર.
એવું સુખ માંણતોરે. ૯
કુટુંબ પરવૃતીનું રહ્યું વેગળુંરે, તેની પાસે ગઇ નીરવૃતી નાર;
એવું સુખ માંણતોરે. ૧૦
તેને જોઇ રડે હૈયા ફાટતાંરે, કહ્યું માંન્યું નહીં તારૂં આ નાર;
એવું સુખ માંણતોરે. ૧૧
મને બચાવ ગુંણ ભુલું નહીરે, એમ પોતે કરે છે પોકાર;
એવું સુખ માંણતોરે. ૧૨
કહે તીભો હરીને ઓળખોરે, ત્યારે આપે હરી આધાર;
એવું સુખ માંણતોરે. ૧૩

---

જીવ વણઝારાને વેપાર કરતાં ઘણો વખત થયો ને હાંણીને નાણું આપવાનો વદાડ આવી પ્હોચો, હાંણી આવી પોઠ રોકી નાણાંનો હીસાબ માગ્યો, તો તેમાં ઘણી ખોટ ગયેલી જોઈ, હીસાબ જોવા આવેલા જમ કીંકરો બાંધી રાજા ધરમ પાસે લઇ ગયા, ત્યાં તેના નામનાં ખત ખાતાં જુઠાં ને ખોટાં નીકળ્યાં, અને અનેકવાર દેવાળુ કહાડેલું માલુંમ પડ્યું, ત્યારે તેને બાંધી નર્કકુંડમાં નાંખ્યો, ત્યારે તેનો પરીવાર બધો નાસી ગયો, અળખાંમણી, કરેલી નીરવૃતી નારી પાસે આવી ધીરજ આપે છે ને પ્રભુ આગળ તેનાં જાંમીન થઇ, અરજ કરી છોડાવે છે.

---

ભજન (૧૦) જીવણ મારાને નીરવૃતીએ આપેલી ધીરજ

( રાગ ભુલો મન ભમરા કયાં ભમ્યો )

કહે પ્રાંણી નારી સાંભળો, મારાં દુખડાંની વાત;
આરે દુખથી છોડાવતો, સદા રહું તારી સાથ.
દયારે કરો આ દુખીપરે. —ટેક—

કહ્યું રે ત્હારૂં મેં કરૂં નહી, માંની નહી તારી સીખ.
ભુંડી ભારજાયે ભોળવી, મગાવી મને ભીખ;
દયારે કરો આ દુખીપરે. ૧
વિકટ વેળા તે નાસી ગઇ, લઇ તેનો પરવાર;
તું આવી મ્હારી દયા કરી, મને આપ્યો તે આધાર.
દયારે કરો આ દુખીપરે. ૨
ભુલોરે પડયો હું ભવકુંપમાં, હવે મુજને ઉગાર;

નથીરે રહેવાતું હવે દુખથી, મારે બહુ વીધમાર.
દયારે કરો આ દુખીપરે. ૩
નીરવૃતી કહે નાથ માહરા, ધરો ધીરજ લગાર;
કાલાવાલા કરી નાથને, કઢાવું છું હું બ્હાર.
દયારે કરો આ દુખીપરે. ૪
પ્રભુ પાસે આવી નાર તે, અર્જ કરે અપાર;
હરી મુજ નાથને છોડજો, દયા કરીને દાતાર.
દયારે કરો આ દુખીપરે. ૫
પ્રભુ કહે એ પાપી ઘણો, લુચો છે એ લાચાર;
તારા કહેવાથી છોડુ એને, ફરી જાવો સૌસાર.
દયારે કરો આ દુખીપરે. ૬
સાચારે સાંમની સેવા કરો, હરી આપે ઉધાર;
દાસ તીભાની એ વીનતી, મુકો લોભની લહાર.
દયારે કરો આ દુખીપરે. ૭

---

હવે નીરવૃતી નારીએ, પ્રભુ આગળ ઘણા કાલાવાલા કરી પ્રાણીને નર્કકુંડમાંથી છોડાવ્યો, ને ઘણા કોલ કરાર કરી, ફરી મનુસા અવતાર અપાવ્યો, ને અવતાર ધારણ કરી, મ્રત લોકમાં આવ્યો, ને સાચા સદગુરૂનો બોધ લઇ સુભ કમાંણી કરવા લાગ્યો, ને નીરવૃતીના કહ્યા પ્રમાણે ચાલવા લાગ્યો.

---

## ભજન (૧૧) રાગ પદ ભજન.

( જળ ભરવા દો )

પ્રભુ પાસે પ્રાણી ગયો જ્યારે, ઘણા કોલકરાર કીધા ત્યારે,
દીનાનાથે છોડયો તે વારે, પ્રાંણી આવ્યોરે;
મનુસ્યા દેહ મોઘો તે મનખો માંણવા, ટેક.
આવી સતસંગ કીધો સારો, તેને ગુરૂ મળયો બહુ ગુણકારો,
કરી ભક્તીને ભવ સુધાર્યો. પ્રાંણી આવોરે. ૧
કહ્યું નીવૃતિનું તે કરતો, કહ્યા પ્રમાણે કાન તે ધરતો,
મુકયો વેપાર જે હતો નડતો. પ્રાંણી આવ્યો. ૨
તેણે વીવેક વાંણોતર રાખ્યો, મન મેલ બધો કહાડી નાંખ્યો;
ધમ કર્મનાં કાટલાં લઈ સાંખો, પ્રાંણી આવ્યોરે. ૩
તત્વ તણાં ત્રાજવાં કાધાં, અક્ષમા ડાંડીથી હાથમાં લીધાં,
વહોરે વસ્તુને ચાલે સીધાં, પ્રાંણી આવ્યોરે. ૪
કરે શુભ કમાણી જે સારી, સાથે નીવૃતી છે નારી;
મન મમતાને એણે મારી. પ્રાંણી આવ્યોરે. ૫
કહે તીભો પ્રાંણી કહ્યું કરસો, તો ભવજળ સુખેથી તરસો;
નહીતો અંતે મુંજાઇ મરસો. પ્રાંણી આવ્યોરે. ૬

---

આ કાયા નગરમાં જીવ વણજારો, ફરી, આવી હાજર થયો, ને સાચા ગુરૂનો બોધ લઇ, શુભ કમાણી કરવા લાગ્યો; ને શું શું વસ્તુ તેણે હોરી તે નીચે પ્રમાણે.

---

## ભજન (૧૨) રાગ ગરબી.

( હરી જાણે તેને હમે જાણીયેરે. )

આતો કાયા નગર છે કારમુરે, એનો વાંણીથી કરીયે વીસ્તાર,
અનુભવી ઓળખેરે. ટેક.
કરે વેપાર પ્રાણીઆ સ્હેરમાંરે, બની બેઠો છે સેઠ સાહુકાર;
અનુભવી ઓળખેરે. ૧
રાંમનાંમ વસાણુ હોરીયુરે, શ્રીહરી શ્રીફળ હોરયુ સાર;
અનુભવી ઓળખેરે. ૨
બ્રહ્મ વીદ્યા ખાંડ વહોરી ઘણીરે, ચંદન ચતુરાઇ હોરયુ અપાર;
અનુભવી ઓળખેરે. ૩
કરૂણા કેસરને તે લાવીયોરે, જ્ઞાન ઘર ભરયુ એવાર;
અનુભવી ઓળખેરે. ૪
પ્રીત પટોળાં અતી વહોરીયાંરે, દયા દરીઆઇ લીધી તૈયાર;
અનુભવી ઓળખેરે. ૫
લખતો જાય છે બધું ચોપડેરે, બુદ્ધી લેખણ કર મોજાર;
અનુભવી ઓળખેરે. ૬
ભક્તિ, મુક્તિ, મુગતાફળ વહોરીયાંરે, હરી હીરાનો વાધ્યો વેપાર;
અનુભવી ઓળખેરે. ૭
કહે તીલો અંતરમાં એ ઓળખોરે, આપે આખર એજ ઉદ્ધાર;
અનુભવી ઓળખેરે. ૮

## ભજન (૧૩) રાગ ઉપરનો.

વહોરે વસ્તુ પ્રાંણી કાયા સ્હેરમાંરે, જોઈ સૌશાર રચના સાર;
આનંદ વાધે અંગમાંરે. ટેક.
લીધી સદગુણ ગુણ સોહામણીરે, તેનો વીવેકે કરો વીચાર;
આનંદ વાધે અંગમાંરે. ૧
નાદબુંદના કીધા બળધીઆરે, નાંમ નગારૂ છે ઓમકાર;
આનંદ વાધે અંગમાંરે. ૨
જ્ઞાન ઘોડે ચઢીને ચાલતારે, જીત્યો અતલોકની મોજાર;
આનંદ વાધે અંગમાંરે. ૩
એણે દાંણીનાં દાંણ ચુકાવીયાંરે, લેખાં આપ્યાં ન લાગી વાર;
આનંદ વાધે અંગમાંરે. ૪
ચાલ્યો આનંદે મોજ માંણતોરે, ગયો ધરમતણે દરબાર;
આનંદ વાધે અંગમાંરે. ૫
રાજા ધ્રમ અતી રળીયાત થયારે, ધન સફળ થયો અવતાર;
આનંદ વાધે અંગમાંરે. ૬
સારી કમાંણી કરી આ સમેરે, તું તો જાને મોક્ષ દ્વાર;
આનંદ વાધે અંગમાંરે. ૭
ફરી ભવમાં ભટકવું ના પડેરે, એવો આપ્યો તને ઉધાર;
આનંદ વાધે અંગમાંરે. ૮
થયો સુખીયો આતમ તે સમેરે, જ્યારે પરહરી પરવ્રતી નાર;
આનંદ વાધે અંગમાંરે. ૯
ગાય વણઝારો વાંણીઓ પ્રીતથીરે, તેને સુખ મળે સૌ શાર;
આનંદ વાધે ઉરમાંરે. ૧૦
ગુરૂ સાચા તીભાને તમે મળ્યારે, મારી બેડલી ઉતારો ભવપાર;
આનંદ વાધે અંગમાંરે. ૧૧

નમું નરીંજન નકલંકનેરે, સદા સુખ કરો સરજનહાર;
આનંદ વાધે અંગમાંરે. ૧૨

---

વણઝારા રૂપે વર્ણવેલા જીવ આત્માયે, અનીતી, સંગ છોડી નીતી ગ્રહણ કરી, સત્યતાથી ચાલતાં, ભક્તિ કમાંણી કરી મોક્ષ પદનો, ભોગતા થયો, અને શુભ કમાંણી કરી, પ્રેમ પદ મેળવ્યું, પ્રેમ ધાંમનો વાસી થઇ અનંત સુખમાં રહ્યો.

---

### ભજન (૧૪) છંદ રેકતાની ઢબ.

મુકને મમતા માનવી મનની,
કરવી મમતા કેંણને કાજ, મુકને.
કાંમમાં નાંમમાં સાહેબ સંભારવા,
જતી એ જગમાં રાખસે લાજ. મુકને.
કરવું કાંમ તો હાંમને ધારવી,
મારવી મમતા ગમતા મનને સોભતા સાજ. મુકને.
ગામ ને ઠાંમ તો કાંમ નહીં લાગસે,
તરવો દરીયો બેસવું ઝાઝ. મુકને.
મુકવી મોટને ચુકવી ચોટને,
ગમાર ગોઠીઆ સમજે પોઠીઆ લુંટવા ગાંમ કરસો ગાજ. મુકને.
મારવો કાંમને ઝાલવા સાંમને,
નીરખ્યું રૂપ તો કરસો રાજ. મુકને.

દુખને સુખ તો સાથ બે ચાલતાં,
માલતાં ઝાલતા મન એ મોટનો બાજ. મુકને.
કાળ ક્રોધ મોહ મત્છર અહંકાર,
અભીમાંનથી ઉનમી કરતાં વારવું મનને આજ. મુકને.
ચાલવાં જગમાં જોઇને પગમા છોડવો,
ફગને ભાષણ મોટનું બોલવું નાજ. મુકને.
વીચારી મનમાં તાકતા તનમાં,
કાંમના દનમાં બાંધવી પાંણીની પેલથી પાજ. મુકને.
છોડીએ પાપને જોઇએ આપને ઝાલીયે બાપને,
ધરવી મનની માંહી તો ત્રાજ. મુકને.
અરજ તીભાની છેજ એટલી,
અનીતી જેટલી ટાળો પ્રભુ અલા સીરતાજ. મુકને.

---

## રેખતા.

મદ જુવાંનીમાં મગરૂર બની, અકડછકડ ચાલતા હે;
અભીમાંનમાં આનંદ બનકર, હઠતો ખીટી ઝાલતા હે.
બોલતા મુખલબાડ જેસા, ચાલ નહીં સચી ચાલતા હે;
કહે તીભા કર દોનું જોડકે, અલી પાતાળ ઉસીકુ ઘાલતા હે.

---

( ૨ )

## રેખતો.

લબાડ સંગસું લાજ ગુમાવે, મળ મુત્રમાં નાવતા હે;
મારે કૂડાકા મુખસે જુઠા, બચંન નહીં સચા ગાવતા હે.

ગવકા દુધ તો મુકી અળગા, ગધી દુધકુ ધાવતા હે;
કહે તીભા નર ચેત લે મુરખા, કાલ અચાનક આવતા હે.

( ૩ )

રંગ પતંગ જેસા દેખતા નજરે, મન મોટાઇ બહોત ધારતા હે;
દયાકુ તો મુકતા અળગી, પશુ પ્રાણીકુ મારતા હે.
અંધેરી રેનમાં મારતે ફાંફાં, મન નહીં બીચારતા હે;
કહે તીભા કર દોનું જોડકે, તો પ્રભુજ સબકુ તારતા હે.

( ૪ )

સાર અસાર બીચાર નહીં, આપ મતે કાંમ કરતા હે;
કરે બકવા કસું ઉપજે નહીં, મન મોટમ બહુ ધરતા હે.
મનમાં બહુ મગરૂર હોયગી, જેમ ગધા ગાસ તો ચરતા હે;
કહે તીભો કર દોનું જોડકે, એહી લબાડ માથાં કુટને મરતા હે.

---

( ૫ )

## સોસારી ભગત વીસ રેકતા.

થાય ભગત જગતને ઠગવા, કાંમ સ્વાર્થી નીત્ય કરે;
ગુરૂ નાંમની ગમ ન જાંણુતા, પ્રપંચ કરી એ પેટ ભરે.
નામ શાન્તી ને ક્રોધી બહુ કહાવતા, મુરખ મુઢ એમ મથીમરે;
છાપા તીલક માળા સોહાવતા, એમ ધુતતા દેસ ફરે.

---

કરે ભુવાપણુ ઝોડને કહાડવા, ઝાંપડી મેલડી મન ધરે;
કહે તીભો એવા ભગત મે ભાળીયા, નામ વીના કેમ ભવતરે.

(૬)

નાવા ધોવાનું નામ ન જાણતા, ટીલુ કપાળમાં નીત તાંણે;
થઇ બેસે મોટો સાધ સનાસ સમ, ભગ્તીનો ભેદ તો નવ જાણે.
પરનો દ્વેસ કરે મનમાં અહંકાર ધરે, મિથ્યા માનની મોટ માંણે,
એવા અકર્મી ભક્તિ વગોવતા, જઇ પડે એતો નરક ખાંણે.
પોતે વીષ્ટ ન બનીને બેસતા, બવરૂપી એવા મત બાંણે,
કહે તીભો એવા ભગત જોયા મે; એતો છીપ નહી દીધેલ નાંણે.

(૭)

બગ ભગત થઇ ભક્તી વગોવતા, ખાલી લડાઇ એ ખુબ લડે;
મોટેરૂ શ્રીમાંન મનથી ન મેલતા, એવા કૃપાત્રતે કુંપ પડે.
નીરદયતામાં નીત્ય મન રાખે નાચતું, ભુંડાઇમાં એમ ભીરૂ ભડે;
કાંમી થઇને કુળ વગોવતા, નાંમ નારાયણનું કેમ જડે.
ધ્યાન ધરીને ધુન્ય લગાવતા, અન માટે એતો જઇને અડે;
કહે તીભો એવા ભગત ઉપરના, રસ્તા વીના કેમ ગઢ ચડે.

---

(૮)

( પ્રમારર્થીને ખરા ભગત વીસે રેખતા.)

ભગત જનતો કેવાને કહીએ, જે નજર શુદ્ધથી નીત્ય નીહાળે;
કામ ક્રોધને મોહ નહી મનમાં, પુન્ય તણી એતો રીત પાળે.
શુભ સદગુણો સેવના કરતાં રીત ખોટી એતો નીત્ય ટાળે;
ગુરૂના નાંમની ગમને ગોતતાં, ગર્વતણું એતો મન ગાળે.
નિંધા કરે નહી મનમાં કોઇની, અનીતી તણો જે સંગ ટાળે;
કહે તીભો એવા ભગત જનને, ભિડસરીખ પ્રભુજ ન ભાળે.

(૯)

અનેક રૂપતો હરી તણાં છે, સર્વ નીરંતર એક કહાવે;
પ્રાણી આત્રમાં દેખતા, દયાની દ્રષ્ટીએ ખુબ લાવે.
નમ્રતા ચક્ષુમાં ભક્તિને ભાળતાં, ગુણ ગોવીંદના નીત્ય ગાવે;
એવા હરીજનને પાય પડું હું, ભક્તિની રીત તો બહુજ ભાવે.
મનની વૃતીથી ધ્યાનજ ધારતાં, નારાયણ નજરે નીતઆવે;
કહે તીભો એવા નર જવરલા, સ્વર્ગ ધાંમમાં સેહેજ જાવે.

(૧૦)

સંસારમાં સરખો શુભ સુલક્ષણો, ગુરૂનો દાસતો તેજ કહીયે;
નેકીટેકીને જ્ઞાન ગ્રહણ કરે, સંસારમાં સુખ તો તે જઇ લીયે.
સુબોધ સાધના નામ નકલંગની, પાય પડી તેના દાસ થઇયે;
એવા સંતને શીશ નમાવીએ, ઘણઘણા તેહના ગુણ ગાઇયે.
એક ઇશ્વરને જેણેજ ઓળખ્યો, સદા તેની તો સાથ રહીયે;
કહે તીભો એવા સંત વચનથી, સ્વર્ગ ધાંમમાં આપ જઇયે.

---

ભજન (૧૩) મારી હુંડી સ્વીકારો મહારાજરે એ રાગ.

મને એક તમારો આધારરે, નકલંક નાથ ધણી;
કરો શાર તમે કીરતારરે, જોઇ દાસ ભણી. ટેક.

સાખી.

જળ બંબા રવ રચ્યો જાદવારે, તે દી અલખ નીરંજન એક;
વાંણી ખાંણીને વેદ રચાવ્યારે, તમે જુજવા કરીને વિવેક રે,
નકલંકનાથ ધણી. ૧

સાખી.

ત્રણ તબક જમીન આસમાનરે, તેમાં રચાયા પીંડ બ્રહ્માંડ;
આસમાન દસ ઉપાવીયાં, તેમાં જ્યોતી સરૂપ અખંડરે,
નકલંકનાથ ધણી. ૨

સાખી.

સાત તબક શ્રષ્ટી રચાવી, વળી ઇંડથી કીધો ઉપાય;
અકળ કળા એ ધણી તણીરે, એતો કળી કોથી ન કળાયરે,
નકલંકનાથ ધણી. ૩

સાખી.

બ્રહ્મા વીશ્નવ મહેશ્વર ઉપાવીયારે, વળી બનાવ્યાં શક્તિ સ્વરૂપ,
દેવદાંનવને માનવ કરી, મારો વાલોજી રહ્યા અરૂપરે,
નકલંકનાથ ધણી. ૪

સાખી.

ઓહંગ સોહંગ એજ છેરે, વળી નીરંજન નીરાકાર;
અજંપીયાથી ઓળખોરે, એછે સાચો સરજણહારરે,
નકલંકનાથ ધણી. ૫

સાખી.

અનંત ક્રોડ ઓધારવારે, તમે ધર્યા દસ અવતાર;
વચન દઇ ગયાતા વીઠલારે, તેના જુગ થયા છે ચારરે,
નકલંકનાથ ધણી.

સાખી.

વાયદા વીતી જાયછેરે, હવે વ્હાલાજી કરોને વ્હાર;

કપટી કાળી ગાને મારીને, તમે પ્રણોને મે ઘડી નારરે,
નકલંકનાથ ધણી. ૭

સાખી.

ઓમકારનો એજછેરે, વળી આપણો એછે આધાર;
બ્હાર ભીતર એકજ જાણો, એ અલીતણો અવતારરે,
નકલંકનાથ ધણી. ૮

સાખી.

સતપંથથી સાંન બતાવતારે, તમે આપીને એધાંણ;
યા અલી એ હરી મારો, મને જરૂર થયું છે જાંણરે,
નકલંકનાથ ધણી. ૯

સાખી.

અનેક રૂપ તો હરી તણારે, તમે ધરતા આપો આપ;
આગાખાંનને ઓળખોરે, દાસ તીભાનો નકલંક બાપરે,
નકલંકનાથ ધણી. ૧૦

( ૧૬ )

## મુને જાદીયો સ્ત્રીની રીતી ધારીનેરે એ રાગ.

સાચો સત પંથ સેવો, માયા મોહ વિસારીનેરે-૨-મોહ—૨
જુવો વિચારીનેરે—૨ ટેક.
સત પંથ આવ્યો છે શારો, કળીયુગમાં કલ્યાણ ગારો;
વધાવી લ્યો એ અંન્તરમાં ઉતારીનેરે—૨ સાચો. ૧
આગમનાં એધાંણો આવ્યાં, જે દેવાયત પંડીતે કાવ્યાં;
કીધું વાંણીમાં કેવું જુવો વીસ્તારીનેરે—૨ સાચો. ૨

વખત આવેલો વહી જાસે, પછી કાંઈ ન તેમાં થાસે;
પસ્તાસો પાછળથી બહુ પોકારીનેરે—૨ સાચો. ૩

નર નકલંક પ્રગટ થયા છે, માંનવ રૂપે તે રહ્યા છે;
ઓળખી લ્યો આગાખાંન જે, ઉપકારીનેરે—૨ સાચો. ૪

અનંત ક્રોડ ઓધારવા સારૂ, વાલે કેવી કીધી વ્હારૂ;
ઉધાડી ઉગારવા બાપે બ્હારીરે—૨ સાચો. ૫

અથરવેદના વારા આવ્યા, ભક્તિ ભેદ ભલેરો લાવ્યા;
પ્રભુ લેસે આખર ભકતોને ઉગારીનેરે—૨ સાચો. ૬

દેવ સર્વ પ્રગટ થયા, મ્રતલોકે આવીને રહ્યા;
નાથ પ્રણુસે મેઘડી, કાળીંગાને મારીનેરે—૨ સાચો. ૭

દાસ તીભાને આધાર તારો, યા અલી નકલંક પાર ઉતારો;
શરણે લેજો બાપા બાળ તમારો ધારીનેરે— સાચો. ૮

---

( ૧૭ )

ભજન.

જીરે નેજા ઝબકયા નકલંક નામનારે,
મારા વાલાજીની આવ્યાની વધાઇ હોજીરે;
હેતે હળીમળી ચાલો સત પંથમાંરે— ટેક.

જીરે આપણા ગુરૂએ આગમ ભાંખીયાંરે,
તેને ભાળી લ્યો નજરે ભાઈ;
હોજીરે હેતે હળીમળી ચાલો સત પંથમાંરે. ૧

જીરે હરખી નીરખી લ્યો મારા નાથનેરે,
છોડો ભુંડી આ ભવની ભવાઇ;
હોજીરે હેતે હળીમળી ચાલો સત પંથમાંરે. ૨
જીરે અનંત ક્રોડ ભગતોને ઓધારવારે,
સુભ દ્રષ્ટી રાખેછ સદાય;
હોજીરે હેતે હળીમળી ચાલો સત પંથમાંરે. ૩
જીરે ભક્તિ કરો ભાઇયો ભાવથીરે,
જેથી જનમ મરણ મટી જાય;
હોજીરે હેતે હળીમળી ચાલો સત પંથમાંરે. ૪
જીરે વીન્તિ ઘણી ધ્યાંનમાં ધારજોરે,
દાસ તીભો ગુરૂ ગુણ ગાય;
હોજીરે હેતે હળીમળી ચાલો સત પંથમાંરે. ૫

---

## યા અલી મદદ. (નકલંક દર્શનનો આનંદ)

સુલતાન મહંમદ શાને નિહાળી, લાગી છે મારા તંનમાં તાળી;
દેદાર દરશન થયા છે ત્યાંથી, સદા આનંદ મારે નિત દીવાળી;
નકળંકનિરખ્યા મેં ન્યાળી ન્યાળી, ત્યાંથી માનુંછું હું ભાગ્યશાળી. ૧
કાપી નાખી મારા કર્મોની જાળી, સદા આનંદ મારે નિત દીવાળી;
પોતાના ભગતોને ભાળી ભાળી, આગંમવાંણીના વચનો પાળી. ૨
રૂખીસરોને રાજમાં વાળી, સદા આનંદ મારે નિત દીવાળી;
ખોટા મારગથી ખાળી ખાળી, સત્યના પંથમાં સુજને વાળી. ૩
કાળ ક્રોધ મારા મુક્યા છે બાળી, સદા આનંદ મારે નિત દીવાળી;
શેતાંન શત્રુને ધરણી ઢાળી, અનંત ક્રોડનિ પ્રતમા પાળી. ૪
દયા કરી મારા દુખડા ટાળી, ગુણ ગાએ હીરો સાખે શ્રીમાળી.

---

## પદ બીજું (મેઘારાણીની વિનતી.)

હાજર ઈમામ મોરલી વાળા,
દરશંન દયો ધણી દીન દીઆળા;
જાણું છું તમારા ઢંગને ઢાળા,
ચત્રુભુજ તમે મુકીદયો ચાળા;
ચાર ચાર જુગથી હું કુંવારી બાળા,
નકલંક નામની જપુ છું માળા;
આવીને છોડાવો ગાયના ગાળા,
દરશાન દયો ધણી દીન દીઆળા. ૧

કુબજ્યા રાણી સાથે રમ્યા રૂપાળા,
રીંછડીથી રાજી એ ક્રસ્નજી કાળા;
દાસી તણી હવે હોલવો જવાળા,
દરશાન દયો ધણી દીન દીયાળા. ૨

ભરજોબનમાં મેં ભુદરને ભાળ્યા,
દેખતાં દીલમાં આવે ઉછાળા;
કૃપા કરો મારા કંથ કરૂણાળા,
દરશાન દયો ધણી દીન દીયાળા. ૩

ભુદરજી ભરૂસા ભક્તિમાં ભાળ્યા,
વિશ્વાસ રાખી ચારે જુગ ગાળ્યા;
તોડી નાખો મારા ત્રિકુટી તાળા,
દરશાન દયો ધણી દિન દીયાળા. ૪

કંથજી મારાઓ કામણગાળા.
દાશી નિર્દોશી છે કેમ રીશાળા;
બળી બળીને હું થઇ ગઇ લાળા,
દરશાન દયો ધણી દીન દીયાળા. ૫

છેતરશો નહી મારા છેલ છોગાળા,
દાસી તણી હુવે હોલવો ઝાળા;
રંગભેર રાશ રમોને રૂપાળા,
હીરાને આનંદનાછે ઉછાળા. ૬

---

પદ ત્રીજું સાખીયું.

પરથમ નમુ ગુરૂદેવને, મને શદાય કીધી શહાય;
કષ્ટ કાપી કરૂણા કરી, નકલંક દીઆ બતાઇ.
નમન કરૂ નકલંકને, આએ અલી અવતાર;
ભગત ઓધારણ ભુદરા, ભુમી ઉતારણ ભાર.
ભુમી ઉતારણભાર, સાર સેવકની કરવા;
ધર્યા ૧૦ અવતાર, દુષ્ટ દાણવને હરવા.
અનંત ઓધારણ હાર, નકલંક નિરંજન નામ;
હાથ જોડી હીરો કહે, લળી લળી કરો પ્રણામ.

---

પદ શેર.

*પાંચહઝાર બાવીશ વરસથી ગુજર દેશમાં પડી છે રાત,
સુલતાંન મહમદશા ભાણ પ્રગટતાંએ રજનીટળીભએ પ્રભાત;
કોટેક શસી કી શોભા, સુલતાંન મહમદ શાહે;
બંદા કરાલે તોબા, સુલતાન મહમદ શાહે.

---

* કૃષ્ણાવતાર પછી બુધ (આદમ) અવતારથી આજ સુધી એટલે પ્રગટ નકલંક અવતાર ના૦ આગાખાનનો જન્મ કરાંચીમાં ૪૩ વરસ ઉપર થતાં સુધીનાં વરસોનું પ્રમાણ છે. પ્રગટ કર્તા.

ધંન ધંન દીવસ આજનો, ધન ઘડી પલવાર;
સુલતાંન સુર્ય પ્રગટ ભએ, વરત્યો જે જેકાર.
જેજેકાર વરતાયો, આએ અલી અવતારી;
બંદા કા બંધ છોડાયો, આએ અલી અવતારી.
રવી ઉગે રજની ટળે, જીવ મોક્ષ હો જાય;
સુલતાંન મહુમદ પ્રગટભએ, અનંત ક્રોડનો રાય;
અનંત ક્રોડ આધારણ, નકલંક નિરંજન રાય;
ભજવાથી થાસે તારણ, નકલંક નિરંજન રાય.
વેદ કીતાબ ભાંખી રહ્યા, ગીતા કરે પોકાર;
આ જમાનેકા હાજર ઈમામ એ દસમે નકલંકી અવતાર.
આગંમ તણા એંધાણે હંમકું બચાને આએ;
નકલંકી નરનીરવાણે, હંમકું બચાને આએ.
શરકાર કે કીરતાર હે, સબ દેવંનકા દેવ;
હાથ જોડી હીરો કહે, દરસન કરો તતખેવ.
દરશંન હમુકું મીલીઆ પરશંન થયા મંન મેરા;
ચોરાસી ફેરા ટળીઆ, પરશંન હુવા મંન મેરા.

---

## પદ.

સદા આનંદમાં માતા, વરતેજી સાહેબં;
સદા આનંમાં માતા.
મોલા અલીના ગુંણ ગાતા, વરતેજી સાહેબ;
સદા આનંદમાં માતા.
કજીઆ કંકાશનું કામ નથી કરતા,
કાળમારીને ગંમ ખાતા; વરતેજી સાહેબ.

પાપીના પંથથી પાછા પડે છે,
ધરમના મારગે સદા ધાતા; વરતેજી સાહેબ.
હીરાની ઉપર હેત ધરીને,
પ્રેમના પ્યાલા ભરી પાતા; વરતેજી સાહેબ.

---

પદ.

નકલંક ભજ્યાથી સુખ થાય છે, સાચું કહું.
નકલંક ભજ્યાથી સુખ થાય છે,
ખટ દરસનતો સુન પુજાવે;
સત પંથીની સાથે શદાય છે. સાચું કહું.
વેદ કતાબને તપાશી જોતાં;
ઓમ. અલી. એકજ સંમ જાય છે. સાચું કહું.
અડશઠ તીરથતો પથરાને પાણી,
એતો કળજુગનો કુડો મહીમાય છે; સાચું કહું.
ચારચાર જુગથી ભક્તિ કરનારા,
હાજર ધણીને બધા ધાય છે; સાચું કહું.
હિંદુ મુસલમાંન એકજ ધણીના,
ભેજ્યા નવાલા બધા ખાય છે; સાચું કહું.
અલીની જ્યોતી મલી મહમદમાં,
એના ચરણોમાં મુક્તિ શમાઈ છે. સાચું કહું.
હાજર ઈમામને નીરખીને જોતાં,
હારાને આનંદ શદાય છે. સાચું કહું.

---

પદ.

આવ્યા આવ્યા છે નકલંક, ધરી અલીનો અવતાર.
એતો આપણો તારણહાર, આવ્યા આવ્યા છે.
ભક્તને તારવાને દૈતોને મારવા,
ઉતારવા ભુંમીનો ભાર; આવ્યા આવ્યા છે.
બોલતોને ચાલતો, મંડપમાં મહાલતો;
ધર્યું રૂપ મહમંદ મોરાર. આવ્યા આવ્યા છે.
ખુંપ ગુંથેલોને માથે મુકેલો,
અલીને હૈએ એકાવળહાર; આવ્યા આવ્યા છે.
ચડયા છે વર ઘોડેને હસે છે મહોડે,
રૂડાદીસે નકલંકી દેદાર. આવ્યા આવ્યા છે.
મેઘારાંણીને નકલંક પરણીને,
ધણી વરતાવે જયે જયેકાર. આવ્યા આવ્યા છે.
હીરાના સ્વામી અંતર જામી,
દાશી આનંદ પામી છું અપાર. આવ્યા આવ્યા છે.

---

## યાઅલી ૐ મદદ.

[ બેચાસી નિવાસી-માસ્તર મનસુખલાલનાં રચેલાં ભજનો ].

(૧) ( શ્રી રાધીકાપતી એ રાગ. )

યાઅલી ધણી કરી કરૂણા ઘણી,
દયા કરી દાશપરે આવ્યા અમભણી.

નર નકલંક નારાયણને વંદુ વારંવાર,
સદબુદ્ધી સેવકને આપો, દીનતણા દાતાર. (યા અલી)
તમ ગુણ ગાવા જ્ઞાનજ આપો, દયા કરી દયાળ,
બાપા બાળ તમારા જાણી, સદા કરો સંભાળ. (યા અલી)
સેવકના સંકટ કાપીને, સ્વામી કરજ્યો સહાય,
ભવસાગરમાં બુડતો દેખી આવી પકડો બાય. (યા અલી)
ભક્તો ઉપર ભાવ કરીને, ધણી દયોને દરશન,
તમને મળવા તલપી રહ્યાછે, સેવકના તનમન. (યા અલી)
અર્જ અમારી ધ્યાન ધરજ્યો, દયા કરીને દેવ,
મનસુખદાસ તમારો કહેછે. જોડીને કર બેવ. (યા અલી)

---

## (૨) મારા સતપંથના સરદાર ( એ રાગ. )

તમે આવોને નકલંકરાયરે, યા અલી અલબેલા,
તમદાસની કરવા સહાયરે, ધણી આવજો વહેલા.
ભક્તજનોને ઉદ્ધારવા, તમે પધારોને મહારાજ,
વહેલા આવી વીકલા, તમે સુધારો સેવકના કાજરે. (યા અલી)
વાયદા ચોથા જુગનો, તમે કર્યો હતો કીરતાર,
એ એધાણ આવી મળ્યું, હવે વિલંબ ન કરસો લગારરે. (યા અલી)
દાસ સરવે આતુર છે, દરશન દયો દયાળ,
મન વાંચ્છીત ફળ આપવા, તમે કરૂણા કરો કૃપાળરે. (યા અલી)
દાસના દુખને ટાળજયો, ધણી આપીને આધાર,
મનસુખ ઉપર મહેર કરી, પ્રભુ ઉઘાડો મોક્ષનું દવારરે. (યા અલી)

(૩) ( ગૌબ્રાહ્મણ પ્રતીપાળ મહારાજા એ રાગ. )

ઓમ અલીને પાય પડો સહુ, ભજન કરીને ભાવ થકી,
નકલંક નર નિરંજન કેરૂ, ધ્યાન ધરો કરે સહાયનકી.
સહુ મંડળ મળીને કરો ભજન ટંકાર,
તેથી વ્હાલો વેગે આવી કરે સહુની વ્હાર. (ઓમ)
દયા નિધી છે દેવ એતો સર્વનો સરદાર,
કાળીંગાને મારી કરસે, ભકતોનો ઉધાર. (ઓમ)
સતપંથ પ્રકાશી કેવું કર્યું સહુને જાણ,
આગમ વાંણીનું નિશ્ચે મળીયું એંધાણ. (ઓમ)
દાસપર દયા કરી આવ્યા દીનાનાથ,
મગ્ન થઈ મનસુખ કહે જોડી બેવ હાથ. (ઓમ)

---

(૪) ( પોનમ પ્રગટચોરે એ રાગ. )

નકલંક નામની રે લેહ લાગી,
આજે મારા ભવની ભાવઠ ભાગી. (નકલંક)
યા અલા આવ્યા છે દુખ હરવા,
ભકતોના કાંમ સફળ તો કરવા. (નકલંક)
ભજીએ કાળ ક્રોધ મોહને મારી,
તેથી મળશે ઉગરવાની બારી. (નકલંક)
આ ભવસાગર તરવા માટે,
ભક્તી કરો સેવકો સીર સાટે. (નકલંક)
સતપંથના સત્ય શબ્દને સાધી,
ઓમકાર હૃદયે લ્યો આરાધી. (નકલંક)
દાસ મનસુખ કહે ટેકના તોડો,
સાચા ધણી સંગે પ્રીત જોડો. (નકલંક)

---

## (૫) (ભજો સત્યનારાયણ દેવનેરે) એ રાગ.

ભજો ભાવે તે આલમ રાયનેરે,
એતો સાચો સરજણહાર. (ભજો)
ચાર દીનનો કર્યો તો ધણી વાયદોરે,
તેના જુગ થયા છે ચાર. (ભજો)
હવે વારના કરશો વિઠલારે,
પડી ભકતોને ભીડ અપાર. (ભજો)
દુખી દાસની દયા દીલ લાવજોરે,
પ્રભુ સેવકની કરજયો સાર. (ભજો)
પ્રભુ કાળની જવાળથી બચાવજયોરે.
અમ અધમનો કરજયો ઉદ્ધાર. (ભજો)
રંકદાસની અરજ ઉર ધારજયોરે,
મારા સતપંથના સરદાર. (ભજો)
દાસ મનસુખ કરેછે વિનતીરે,
અમને તારી પાર ઉતાર. (ભજો)

---

## (૬) ( ખલક સબ રેનુકા સપના—એ રાગ.)

હાજર ઈમામ આગાખાન, દયા કરી દયો ભક્તીનું દાન,
અરજ દાસોની ધરજો કાન, કહે ભકતો પોકારીને;
દુખ્યા સહુ દુખને દરીએ, શીરીતે પાર ઉતરીએ,
મળે નામ નાવ તો તરીએ, એવી આશા અમારી છે. (હાજર)
અમારા કષ્ટને હરજયો, સેવકની સાયતા કરજયો.
વીનતી ધ્યાનમાં ધરજયો, દયા જરા દીલ ધારીને. (હાજર) ૩

દયાનીધી દોષ નિવારો, સેવકના કાર્ય સુધારો,
કરી અસંખ્ય ઉપકારો, કર્યા છે મન વિચારીને. (હાજર)
સદા મનસુખ સંભારે, વ્હેલા પ્રભુ આવજો વારે,
તમો વીના કોણ ઉગારે, લેજો બાપા બાળ તારીને. (હાજર)

(૭)

સંતો ભજન ભુવનમાં આવો, નરનકલંકના ગુણ ગાવો,
જુઓ મળ્યું છે આગમનું એંધાણ, સતપંથથી કર્યુંછે જાણ.
જોતાં વાટ ગયા જુગ ચાર, હવે આવ્યા છે વિશ્વાધાર,
સંત ભક્તની કરસે સહાય, હેતે આરાધો આલમરાય.
કાળકુડ કપટ પરહરજ્યો, ધ્યાન ધીંગાધણીનું ધરજો,
એ છે અધમ ઓધારણ હાર, ભજો ભાવે દેસે તે દેદાર.
કહે મનસુખ અર્જ એ મારી, બાપા બાળને લેજો ઉગારી.

---

(૮) ( મેરછે મેરછે મેરછેરે—એ રાગ. )

ભજીએ ભજીએ ભજીએરે, સંતો હાજર દમામને ભજીએ.
અહંકાર અભીમાન મુકીને અળગારે,
સદગુરૂની સાનમાં સમજીએરે. (સંતો)
ઇરસા અનીતી અવગુણ મુકીનેરે,
સીળતા સંતોષ સજીએરે. (સંતો)
અંત સમએ સાચો જે સાથીરે,
તે ધીંગા ધણીને કેમ તજીએરે. (સંતો)
દાસ મનસુખ કહે મમતાને મારીરે,
નામ નકલંકનું લીજીએરે. (સંતો)

---

(૯)

હરીનામ લ્યોને ઉચ્ચારીરે, સંત સોહાગી હરીનામ લ્યોને ઉચ્ચારી.
અંત વેળાએ થાસે સહાયકારીરે. સંત.
નામ જપ્યાથી જુઓ નરસીંહ મેતારે,
થયા મોક્ષપદના અધીકારીરે. સંત.
પેલાદજીએ પ્રભુ નામને જાણ્યું રે,
સ્થંભથી લીધો ઉગારીરે. સંત.
પાંચ પાંડવોએ હરીને આરાધ્યારે,
પાળ્યા પ્રભુએ પોતાના ધારીરે. સંત.
દાસ સુદામાના સંકટ કાપીરે,
નવનીધ દીધી મોરારીરે. સંત.
ધ્રુવજીએ જુઓ પ્રભુને ભજીઆરે,
આપ્યું અવિચળ પદ ગીરધારીરે. સંત.
દાસ મનસુખ કહે પ્રભુને ભજી લ્યોરે,
બચવાની દેસે બાપો બારીરે. સંત.

---

(૧૦) આશાગોડી.

વારે ચડોને હમારી વિભુવર વારે ચડોને હમારી;
દયાનિધી પ્રભુ દયા કરીને સેવકને લ્યો તારી. વિભુ.
પાપ અમાપ હરી હશે અમારી માફ કરોને મોરારી. વિભુ.
નામ સમરણ નિત્ય કરવા તમારૂં, આપો સુબુદ્ધી સારી. વિભુ.
સંસારી વિષ્યોને છોડી, ગુણ ગાઇએ ગીરધારી. વિભુ.
મનસુખ ઉપર મહેર કરીને, આવી લેજો ઉગારી. વિભુ.

---

(૧૧) શું કહું કથની મારી આજ એ રાગ.

અર્જ સ્વીકારો મ્હારી આજ અર્જ સ્વીકારો મારી;
ગુણ ગાઉ ગીરધારી આજ, અર્જ સ્વીકારો મારી;
દરશન દયો ધણી દયા કરીને, થાય સફળ જનમારો;
સંસાર સાગર મહા જળ ભરીઓ, તારી પાર ઉતારો આજ. અ.
યા અલ્લી નકલંક નામને વળગ્યો, વાર કરો વિભુ મારી;
બાપા બાય ઝાલો બાળકની, નહી તો જાસે હારી આજ. અ.
દાસ દાસની દીલમાં ધરજ્યો, વિનવું છું શીશ નામી;
સહાય કરો મ્હારી સાંભળીઆ, આવો અંતરજામી આજ. અ.
મનસુખ ઉપર મહેર કરીને, હરીવર લ્યોને ઉગારા;
નીસદીન નામ નકલંકનું જપતાં, થાએ આનંદકારી આજ. અ.

---

(૧૨) હરી ભજતાં હજુ કોઇની લાજ એ રાગ.

સંતો સતપંથ ધર્મનો સાર, જુઓ વિચારીરે;
એના મહીમાનો નહી પાર, ભજો નરનારીરે;
કહે છે પોકારીને સતપંથ આગળનાં એધાંણોરે;
આવ્યા નર નકલંક નિરવાણ નિશ્ચે જાણોરે. સંતો.
જુએ મેધડી કન્યાવાર, અમર વર વરવારે;
બેઠી જપે ધણીના જાપ, સફળ જન્મ કરવારે. સંતો.
કરી કુપટી કાળીંગાનો કાળ, પ્રેમે પરવરસેરે;
જઈ મંગળ વરતી ચાર, મેધડીને વરસેરે. સંતો.
આસો સુદી બીજ શનીવાર, નક્ષત્ર ભરણીરે;
મળસે મેધડીને મહારાજ, પ્રીતે લેસે પરણીરે. સંતો.
દાસ મનસુખને દીનાનાથ, બાપા બચાવોરે;
મારા સતપંથના સરદાર, દયા દીલે લાવોરે. સંતો.

---

(૧૩) ગાફલ ગુમાર તારી શી ગતી થાસે એ રાગ.

કાચી આ કાયા તારી, પડી પડી જાસે;
મન માહે જો વિચારી, આખર એ નહી રહે નારી;
કરી લે કમાંણી સારી પછી નહી થાસે. કાચી.
મુકી દેને મારૂં મારૂં, ફોગટ ફાંફાં સું મારૂં;
સુકરાત કરી લે સારૂં, કાળ છે ચોપાસે. કાચી.
કાળની જવાળા ભારી, તેથી બચવાની બારી;
માગને દેસે મોરારા, જઈ પ્રભુ પાસે. કાચી.
હરીની અદાલતમાંહીં, અદલ ન્યાય થાસે ત્યાંહી;
કહે શું કીધી કમાઈ, ઉતર શું અપાસે. કાચી.
મોહ મમતાને મારા હરી નાંમ લે ઉચારી;
નહી તો જવાનો હારી, પુરો તું પસ્તાસે. કાચી.
મનસુખ કહે મન વિચારી, ભાવે ભજજો નરનારી;
હરાવર લેશે તારા, રાખ્ય વિશ્વાસ. કાચ.

---

(૧૪) મારા મનના માલીક મળીઆરે એ રાગ.

સહું સમરો નરને નારીરે, આવ્યા આમઅલી ઉપકારા;
આગમવાણીનાં એધાંણો, સત્ય થયાં છે આજે;
જુઓ આવ્યા છે શ્રીમહારાજ, ભજો ભાવે આનંદ ઉર ધારી. આ.
નકલંક નર નારાયણ ભજતાં, ભવના પાતક જાય;
હેતે આરાધો આલમરાય, દેસે વિઘ્ન સકળ વિદારીરે. આ.
સંસારી સ્વારથને છોડી, સદગુરૂ શરણે જાઓ;
હરી નાંમ તણો લ્યો લહાવો, વેગે વ્હાલો લેસે ઉદ્ધારારે. આ.
હાથ જોડી હરી અર્જ કરૂછું દયોને હવે દરશન;
પ્રભુ પ્રીતે થઈ પરશન, મળો મનસુખને મોરારીરે. આ.

## (૧૫) રાગ માઢ.

આવ્યા અંતરજાંમી વિશ્વના સ્વામી છે બહુ નામી;
ભાવે ભજો નરનાર;
ભક્તકારણ ભાવ ધરી અલી આવ્યા છે કળીયુગમાંય;
અનંત ક્રોડ ઉધારવા, સંત ભક્તની કરવા સહાયરે. આ.
ચેતો સરવે ચીત વિષે, કરો મઉલા નબીને પોકાર;
અમુલ્ય અવસર આવિઓ, કહો ફેર તે કયાં મળનારરે. આ.
આ અવસર જો ચુકસો તો પામસો દુખ અપાર;
પાછળ પસ્તાવો થશે, અંતે જાસો દોજકને દ્વારરે. આ.
હાજર ઇમામ એજ છે, મહમદશાહ દાતાર;
અખંડ ધણીને ઓળખો જાંણો નર નકલંક નીરધારરે. આ.
જાપ જપો અલા નાંમ તણો, એ છે અધમ ઉધારણહાર;
મનસુખ કહે ભજો ભાવથી, તો ઉતરસો ભવપારરે. આ.

## ( ૧૬ )

જુઓ આવ્યા નકલંક ધણી, જગ કીરતાર,
સેવકના કાર્ય સુધારવા;
આવી કપટી કાળીંગાને મારસે,
સાચા સંત સેવકને તારશે;
ભાવે ભકતજનોને કરશે ઉદ્ધાર,
સેવકના કાર્ય સુધારવા. જુઓ.
જુઓ વેદ પુસ્તક પુરાણો;
વળી આગમનાં એધાંણો,
તે નીશ્ચે થયાં છે હવે નીરધાર;
સેવકના કાર્ય સુધારવા. જુઓ.

વ્હાલા વાટ જુએ બધું જકત,
થયા આતુર સરવે ભક્ત;
દયા કરી ધણી દયો તમારૂં દીદાર;
સેવકના કાર્ય સુધારવા. જુઓ.
વારે વ્હેલા ચડોને સ્વામી,
આશા પુરોને અંતરજાંમી;
તમ ભક્તો પોકારીને કહે છે આવાર,
સેવકના કાર્ય સુધારવા. જુઓ.
ભાવે ભજું હું હાજર ઈમામ,
દાસ મનસુખની પુરજયો હામ;
આગાખાંન ધણી છે એ મારો આધાર,
સેવકના કાર્ય સુધારવા. જુઓ.

---

( ત્રીભોવન ઉતમરામના બનાવેલાં ભજનો. )

( હાથ જોડી તારી પાય પડું છું એ રાગ )

( ૧ )

ઓમ અલી પ્રભુ પાય પડું છું, અર્જ સ્વીકારો મારી ધણી·
હાજર ઇમામ એજ અમારા દયા કરી જુઓ દાશો ભણી;
સુરતી સુરતી મનોહારી, સદા જોઇએ ધારી ધારી;
એવી ઇચ્છા છે આ દાશો તણી. અર્જ સ્વીકારો.
દુખો સોહારી ધર્મધારા, કાળીંગાને મારી મારી;
આ ભવસાગરમાં સંકટો ભારી, તેમાંથી લેજો તારી તારી;
આવી અમારી આ છેલ્લી અણી. અર્જ સ્વીકારો.

આગમવાંણી છે તમારી, તે પર જઇએ વારી વારી;
આપની લીલા મે શ્રવણે સુણી. અર્જ સ્વીકારો.
દાસ તીભાને લ્યો ઉગારી, નહીં તો જાસે હારી હારી;
માફ કરો મારા કર્મોની કરણી. અર્જ સ્વીકારો.

---

## અહો દીલદાર જરીકેદાર એ રાગ.

( ૨ )

હીજ હાઇનેસ સરસુલતાંન, મહોમદશાહ મહારાજ આગાખાંન;
આપોછો બળ બુદ્ધીને જ્ઞાંન—૨—
અમારો આધાર ખરેખર એ,
જી. સી. એસ. આઈ. એલ. એલ. ડી. નમું હું પાય પડી પડી;
નકલંકી નાંમ તણી છડી—૨—
આપી આપે અમ ગરીબોને. હીજ.
હાજર ઈમામ એ કહાએ, ગુણો સહું સેવકો ગાઇએ;
તમારે આશરે રહીએ—૨—
એવી અરજ હમારી છે. હીજ.
દયાની દ્રષ્ટીએ ન્યાળો, ભકતોને પ્રેમથી પાળો;
હમારા દુખડાં ટાળો—૨— હીજ.
જુઓ દાસો તમારા ઝેહ. હીજ.
જુગત પર મહેર હવે લાવો, વ્હારે પ્રભુ વ્હેલા થઇ આવો;
બાપા દાશોને બચાવો—૨—
તમારા સેવકો સમરે. હીજ.
આવ્યા હમ દુખને હરવા, કાર્ય સુભ શ્રષ્ટીમાં કરવા;
ભક્તીને જ્ઞાનથી ભરવા—૨—
ત્રીભોવંન દાસ તમારો કહે. હીજ.

---

(૩)

મુબાઇ શહેર શોભતું, મંડળ છે ત્યાં ભારી;
હાજર ઇમામ છે સદા, આગાખાન ઉપકારી. મુંબાઇ.
વિદ્યાદાન બુદ્ધી જ્ઞાન, આપતા ઉચારી;
ખડકથી જીનો સંહાર્યા, એ અલી અવતારી. મુંબાઈ.
મઉલા નબીની મહેરથી, સુધારીઆ નરનારી;
પછાત પડેલી કોમની જીંદગી સુધારા. મુંબાઇ.
યા અલી તણી તમો સેવા કરોછો સારી;
હાજર ઇમામ દેખતા, દ્રષ્ટીએ તમારી. મુંબાઇ.
બતાવતા ગુરૂ જ્ઞાન, બચવાની બારી;
શ્રીમંત મંડળ શેઠોપરે, મહેર કરે મોરારી. મુંબાઇ.
દાસ તીભો અર્જ કરે, હવે લ્યો ઉગારી;
વ્હારે વહેલા નહિ ચડો તો, અંતે જાસે હારી. મુંબાઇ.

---

(ઓ હુમારે બાપ પ્યારે છોડ હમકુ કહીં જારે એ રાગ.)

(૪)

એ હમારે દીલકે પ્યારે, યા અલી બીન કોન ઉગારે;
આ અલી બીન કોન ઉગારે—૨—

(શેર)

મે એક આ સંસારમે, કીયા ન કુછભી કાંમ;
માયા ફંદામે ફસાયકે, ભુલ ગયા તેરા નામ;
ગુનાહ કીયા હૈ મેં ભારે. યા અલી.

(શેર)

પાપી પુરા બન ગયા મય, ગુનાહ બક્ષો ગરીબ નિવાજ;

મેં તો પુત કપુત ભયા, હુય તુંમ પીતાકુ લાજ;
તુંમ બીનાજી કો ન તારે. યા અલી.

( શેર )

સોતા હું અમાંનકી નીંદમેં, કીયા ન કુંછ બિચાર;
જવાબ કીસતરે હસે દે શકું, ખુદાકે દરબાર;
છુડા દોજી પાપસે મારે. યા અલી.

( શેર )

ફના દુનીયાંકે અંતસે, મહાદીન હોસે જહાંય;
વહાં કોન ગતી મેરી હુવે એહેબડી ચીંન્તાય;
દસા હું માર હ્યો સુધારે. યા અલી.

( શેર )

મઉલાકે આગા સુલતાન હો, મહમદશાહ દાતાર;
દાશ તીભાકી બિનતી, કબુલ કર દરગાહ મોઝાર;
બચાવોજી ચડકે વારે. યા અલી.

---

( આપન જતન બચાના એ રાગ )

મઉલા અલી હુંમારા, લેલો ખબર હમારા;
લેલો ખબર હુમારી;
દુખી દશા હે ભારી, લેલો ખબર હુમારી;
બડે ભારી હુમોરે પાપોસે, નહી કો છુડાને વાલે હેં;
ઉનસેજી લીઓ ઉગારી. લેલો.
દુનીઆકે સબ ફંદોએ, લાચાર પુરા બના મય;
મય ગુનાહ કીયા હજારી. લેલો.
નિવાજ પડયા નહીં તેરા, સબી જન્મ ગુમાયા મેરા;
ઉનસે હું મે લાચારી. લેલો.

મેરે પાપોસે છુડા દો, દોજકસે નાથ બચા લ્યો;
મુજે બાળ તુંમેરા ધારી. લેલો.
મીટાદો સબી ફેરા, ચરનોમે રખો તુંમેરા;
કહે દાસ તીભા પુકારી. લેલો.

---

## ( કવાલી. )

### ( ૬ )

સમર લે યા અલ્રી બંદા, છોડદે માયાકા ફંદા;
છોડદે માયાકા ફંદા, છોડદે માયાકા ફંદા;
જુઠી દુનીયાંકી હય બાજી, દેખકે હો રહ્યા રાજી;
બન ગયા ગાફલ તું ગંદા. છોડદે.
ટાલ અગ્નાંન અંધેરી, નહીં તો કોન ગતી તેરી;
રટી લે રટન કહી જંદા. છોડદે.
એકીલા જાઉં પરવારો, સાથકો નહીં રહે તારો;
મારસે ફીરસ્તા કંદા. છોડદે.
મહા દીન હોસે વહાં જ્યારે, લેખાં સબ લેસે વહાં ત્યારે;
તબ તું હો જસે મંદા. છોડદે.
કહે તીભા એ પોકારી, જીંદગી જાય છે તારી;
કર બંદગી નહાં નંદા. છોડદે.

---

## ભજન ૧ લું પદ જાગ મહાદેવ એ રાગ.

જાગ જાગ નિરંજન નકલંક ભીડ પડી મેઘલી ગતને,
ભાત ભાતના પંથ આવીને છોડાવા બેઠો છે સત્યને. જાગ. ૧
ઝડપ વહાલા મેઘડીના પરણનાર માહરા સીરદાર,
ઉઠો આવીને વ્હાલા કરો માહારી વાહાર. જાગ. ૨
દસમુ રૂપે દદાર ધરીને વ્હેલા આવો વારે ધાવા,
મેઘડી ગત સર્વ વાટ જુવે છે ૐ અલીનો કર સ્હાવા. જાગ. ૩
ધન્યે ધરતીમાં ધામ ધણીને નિરાકાર નજરે દીઠા;
કૃષ્ણ રૂપે કળા કરીને આખર જયોતીમાં પેઠા. જાગ. ૪
એ જયોતી બુધમાં આવી સંત જનોને ગયું ફાવી,
ઉઠ લક્ષમણ અલી પધાર્યા મોતીડે લે તું વધાવી. જાગ. ૫

---

નુ તાલ લાવણી.

એ રાહ.

આપ્યું વિભીક્ષણ રાજ;
ો શિરતાજ. કૃષ્ણ. ૧
એઠાં બોર;
કૃષ્ણ. ૨
પ્રતિપાળ;
ાળ. કૃષ્ણ. ૩
અહાર;
કૃષ્ણ. ૪

લક્ષ્મણ લક્ષવાર શીર નામી લીયે આવ્યો છે ૐ અલી દેવ;
સતપંથને સાચો જાણી હર્ષથી કરી લેને સેવ. કૃષ્ણ. ૫

---

## ભજન ૩ જું રાગ ગરબી.

આરતી કરો ધરીને આનંદરે ભાઇ મારા અલબેલાની આરતી.
નરત ગુરૂજી સુરત ગુરૂજી અલખ પુરૂષ અવતાર,
ક્યારે ઓધારસો ગત મેવલીને કોણ માસ ને કોણ વારરે. આવ્યું.
લંગન લેવાસે ધણીના આસો માસમાં વારથાવરને ભરણી:
કલંકી બીજના દીન જાન લાવસે મેઘારાણીને જસે પરણી. આવ્યું.
નેક નારા તમો હેતે વધાવો મેલાણ જાંબુ દ્વીપ માંય.
પટરાણીને પરણવા પ્રભુ પાટ પધારશે વરતાશે મંગળ ત્યાંય. આ.
ધારમી ધણી સવરા મંડપમાં ચાલસે કંકણ બંધાસે ત્યાંય.
રઘુવર રાજા બીરાજશે ત્યારે નકલંક નામ ધરાયરે. આવ્યું.
પ્રારના કરશો વાલ્યમ મારા આનંદ ઉપજાવી મન;
સીવા કરજો નાથ નકલંકી મેઘારાણીનું પુરો મન. આવ્યું.
સેતાન કાળીંગાને ખડક તળે કાઢજો કરજો ગત ગંગાનો ઉધાર;
ધોળ ગાવા આવશે રત્નાવળી તારા દ્રુપદી કુંતા સતીયો તે દ્વાર. આ.
ક્ષ્મલ લઇ હરીના નામ તણી ત્યાં ભેગા થસે સર્વે દેવ;
છત્ર લઈ પાંચ પાંડવ આવશે હવે લક્ષ્મણ કરી લેને સેવ. આ.

---

## ભજન પદ ૩ જું.

ગાંઠ વાળી ગોવિંદ વર સાથે, વ્હાલા છો વનમાળી જોને;
મન મગ્ન ના થસો ઉદાસી, નકલંક લેજો ન્યાળી જોને;
નામ તણો મહીમા છે મોટો, દુરબળનો દાતાર જોને;

વસમી વેળાએ વ્હાલો મારો, ભગ્તોનો તારણહાર જોને;
લીન થઇને લગની લગાવો, કુડ કપટને ટાળી જોને;
તારણ નામનું નાણું ઓરો, કાળ ક્રોધને ખાળી જોને;
મનુષ્યા દેહ તે મોંઘો મળ્યો, નકલંકને નીરખવા જોને;
ડગમગ નહીં તું દીલજ મારા, હેતે હરીજન થાવા જોને;
ઠગા રહીને ક્યાં જાવ આધા, મારા મનમાં જડ્યા જોને;
નામ સમરતા ૐ અલીનું આગળ ઘણા નર સીધ્યા જોને;
યા અલીની આશા રાખો નકલંકની નિશાણી જોને;
અથરવેદનો આવ્યો વારો, જ્ઞાન ગાએ છે વાણી જોને;
લીયો વાણી પીર સરદીનની વળી સમસ પીરની સાચી જોને;
વારે વારે શું કહું તુજને વિષ્ણુ પુરી તું વાંચી જોને;
ચરાચર તેં ઇશ્વરના જાણ્યા, ખેલ્યો બહુ ખુવારી જોને;
જો જંજાળ માયાની છોડી, અંતે જાસો હારી જોને;
સાગરમાં જેમ પાકે મોતી ઝગમગ ઝગમગ જોતી જોને;
હેત લાવીને હોંસે દાસી, હરીનો હાર પરોતી જોને,
વાત બે મારા માન્ય કરજો, લક્ષ્મણ પર હેત ધરજો જોને;

---

## ભજન (૪) થું ગરબી.

ફોજો છોડીરે ફોજો છોડી, ઓમ અલી નામની ફોજો છોડી;
કપટી કાળીંગાને મારવાને આજો, ભક્તોનું બંદીખાનું તોડી તોડી;
મંડળ ઉપર વ્હાલાની મહેર છે જાણી, હેત વધારો તમો દોડી દોડી.
ઓમ અલી.
કટક દળ કાયમનાં આવશે, ઉભા રહોને હાથ જોડી જોડી;
ઓમ અલી.
જુઠ કપટને મુકજો વેગળું, સતપંથમાં પ્રીતું રાખ નહી થોડી થોડી.
ઓમ અલી.
લક્ષવાર તુને સમજાવું લક્ષ્મણ, આવ હરી સંગે હાથ જોડી જોડી.
ઓમ અલી.

---

## ભજન (૫) મું પાતળીયા પાલવ મુકોરે એ રાહ.

મારી સુરતમાં સમાજોરે અલખધણી મારા.
દાશી પર દયા ધરજોરે નકલંકી ન્યારા,
વાલીડા મારા ઘડી એક મારે તો નવ ચાલે;
એવું જોઇને ઉપન્યું વહાલરે. અલખધણી મારા.
વાલીડા મારા રાસ રચીને ભેળાં રમતાં,
હમને ઘર ભીતર ગમતાંરે નકલંકી ન્યારા;
વાલીડા મારા ગર્ભે કષ્ટ બહુ પામી,
હવે નમું છું શિસ નામી. અલખધણી મારા.
વાલીડા મારા દાસીએ સ્તુતિ ઘણી કીધી,
ત્યારે તરત ખબર લીધીરે નકલંક ન્યારા;
વાલીડા મારા સહોદર મળ્યું છે હવે જાણું,
નકલંક વિના સુનું વાણુંરે. અલખધણી મારા.
વાલીડા મારા હું તો પ્રકરતી જડ હતી,
તમ ચરણે ચેતન થઇતીરે નકલંક ન્યારા;
વાલીડા મારા એમ અલી સર્વે પ્રકાશી,
લક્ષ્મણ થઇ રહે છે દાસીરે. અલખધણી મારા.

---

## ભજન (૬) ઠું ભુલમાં નવ ભટકો.

નકલંક નવ સેવ્યા નવ સેવ્યા તે પામ્યા નહીં કંઈ મેવા. નકલંક.
ઉંચ નીચ કંઈ નથી ધણી આગળ સમર દેવાધી દેવા,
પાંડવને ત્યાં શંખ વગાડયો બુધજીની કરી સેવા. નકલંક.
અંતરમાં અભિમાન ના રાખો સંત પ્રભુના એવા,
સવરી કરમાં ભક્ત રોયદાસ સજના કસાય જેવા. નકલંક.

નિચને ઉંચ કરવાને આવ્યા ઓમ-અલીએ દેવા.
હીઝ હાઇનેસને હેતે ભજીલ્યો સાચી કરી લ્યો સેવા. નકલંક.
અલખ નામનો એરાધ મોટો તેનાથી સુખ થાવા,
લક્ષ્મણ આવ નકલંકની પાસે ગુણી ગુનીજન થાવા. નકલંક.

---

## ભજન ૭ મું પ્રભાતીયું.

શ્રી હરી સમરતું નકલંક નાથને
તે વિના ભીડ તારી કોણ ભાગે,
નર હરી નામનાં નિસાન આવ્યાં
કર તૈયારી ત્યાં દીન આગે. શ્રી.
કનક સિંહાસન મારો નાથજી
બીરાજશે હાજરી લેવા દુનિયા કેરી,
લક્ષ ચોરાસીનો ફેરો ટાળવા
ઉતમ અલીની માળાઓ ફરી. શ્રી.
કળા વિદ્યાની માગોને માગણી
સહાય કરશે વહાલો સેવકે કરી,
જ્ઞાનના ગુણનું ભાથું ભરતા ફરો
ચોખી રાખો હૃદયા શેરી. શ્રી.
પૃથ્વીમાં વહાલે પ્રકાશજ પાડયો
ચઉદ બ્રહ્માંડમાં નામ તારૂં,
શાસારૂ મહારા ધણીને ન જાણીયા
જીવન થયું તારૂં ખોટી ખારૂં. શ્રી.
રંક દાસોનો દેવ છો સામળા
ભીડ ભંજન ભવથીજ તારો,
કરજાલી કરતાર મહારા
(આણ) સમ દાસીના દીલને દુઃખથીજ તારો. શ્રી.

મંડળ માંહી તારૂં જ્ઞાન વંચાય છે
ગુણ ગંભીર તારી જ્ઞાન વાણી,
ડર નહીં દીલ ભિગક ભાવે કરી
ઓમ-અલી મુખ બોલ્યા વાણી. શ્રી.
ળગી મુક આ દુનિયાની જાળને
સમજી લે શિખામણ શુદ્ધ વાણી,
લાજ ને કાજ વહાલા તુજ હાથ છે
દાસ લક્ષ્મણ તારો સેવક જાણી. શ્રી.

---

## ભજન આઠમું—રાગ બ્રહ્માનંદનો.

મનમાં ગોતોરે મનમાં ગોતોરે. ટેક.
સતપંથનો સાર જુગ ચોથો આ આવીઓ. મનમાં ગોતો.
સર્વે જૂઠુંરે સર્વે જૂઠુંરે સાચું ઓમ અલીનામ,
નકલંક નામ ના વાસારીએ. મનમાં ગોતો.
વારો આવ્યોરે વારો આવ્યોરે અથર વેદનો આજ,
જાણીને ના ભુલશો. મનમાં ગોતો.
સ્વામી આવ્યારે સ્વામી આવ્યારે,
લક્ષ્મણના દાતાર ગત ગંગાને તારવા. મનમાં ગોતો.

---

## ભજન નવમું અસલ દુવા વિશે.

અસલ દુવા તમો હેતથી વાંચો જ્ઞાન અહો નિરવાણ,
વિસ્નુપુરીમાં વાત છે જો જો દસ અવતાર થશે જાણ. અસલ.
બુધા અવતર ખંત્તથી ખોજો પછી નકલંક ધણી નિરવાણ,
સત ગુરૂ હરે સાક્ષી આપી છે ઓમ અલી કર્યા જાણ. અસલ.

પીર કબીરદીનને સદ્દરદ્દીન સમસ પીર નીરવાણ,
હેને લક્ષ્મણ અલી ભજીએ પાપ ટળે નીરવાણ. અસલ.

---

## ભજન દસમું.

કપટી કાલીંગા તારો કાળ ખુટયો. ટેક.
લાડને લહીયું છે ઝાઝું દુનિયાના રાખ્યું સાઝું,
જયાં ને ત્યાં કલેશનું વાઝું કરી બેઠો તું તો. કપટી.
પાંડવને વનમાં કહાડયા હરીચંદ્રને દોડાવ્યા,
સતીયાનાં સત છોડાવા હરામી છે તું તો. કપટી.
નળને વનવાસજ આવ્યો રખડતો તેં કરાવ્યો,
વીદુરને તેં હરાવ્યો તારા જેવો નોતો. કપટી.
દ્રુપદીનાં વસ્ત્ર કહાડયાં પાંડવને ઝાંખા પાડયા,
દેવોને તેં નસાડયા તારા જેવો નોતો. કપટી.
પ્રલેહાદને બહુ દુઃખ દીધું સ્થંભનું નોતરૂં દીધું,
નૃસિંહ રૂપે એ કામ કીધું મારવા તને તો. કપટી.
ઉઠ હવે કર તૈયારી આવી સ્વામીની સવારી,
કેમ ચાલ્યો ધુતા હારી જખમારી તું તો. કપટી.
નકલંકના નેઝા આવ્યાં હરી જને હેતે વધાવ્યા,
જાગો જાગો શ્રી નકલંક આવ્યા તારો કાળ ખુટયો. કપટી.
લક્ષ્મણ તું તો થા હવે રાજી મોજું લેને તું માગી,
કાળ ક્રોધને દે ત્યાગી હરી પાસે તું તો. કપટી.

---

## ભજન.

ભજી લેને નાથ નકલંક માની લેને નાથ નકલંક,
વૃથા ના ખોસો પલ માની લેને નાથ નકલંક.

દસમું આ રૂપ ધરીને સંતોની સહાય કરીને,
ભક્તિનાં નાવ ભરીને માની લેને નાથ નકલંક.
જુક્તિ જુગદિસમાં જોડી સંસારની પ્રીતી તોડી,
મીદ મરો માથાં ફોડી માની લેને નાથ નકલંક.
ઢુંગીના છોડો ધંધો માયાના મેલો ફંદા,
ચેતી લે હૈયાના અંધા માની લેને નાથ નકલંક.
છોકરવાદી સીદ કરો છો માયામાં શું તું ફરે છે,
અભિમાન શું ધરે છે માની લેને નાથ નકલંક.
લક્ષ ચોરાસીમાં પડશે હાથ ઘસીને તું રડશે,
જહન્નમમાં તું તરફડશે માની લેને નાથ નકલંક.
લક્ષ્મણ છુટયો ચોરાસી થઇ અલી આમની દાસી,
ઓળખ્યા સર્વ પ્રકાસી માની લેને નાથ નકલંક.

---

## ભજન.

રવીએ રળીયામણું દીશે અલખનું નામ આજે,
અલખનું નામ આજે ત્રણભુવનનો મહારાજે.
સોમે તો સાર કીધી સુબુદ્ધિ જ્ઞાનની દીધી,
વહાલે મારી ખબર લીધી અલખનું નામ આજે.
મંગળે મહેર કરીને અમો પરહીત ધરીને,
આવ્યા ધણી સહાય કરીને અલખનું નામ આજે.
બુદ્ધે તો બાંય ઝાલી પશ્ચિમથી આવ્યા ચાલી,
અલીની છડી ઝાલી અલખનું નામ આજે.
ગુરૂવારે ગીરધારી પુતના માસીને મારી,
વહાલે મારે ગુણકા તારો અલખનું નામ આજે.

શુકરે સાન બતાવી નાથ મારા વારે આવી,
વેદની ભાખ્યા છે ચાવી અલખનું નામ આજે.
શનીવારે શુદ્ધ થઇને ગોવીંદના ગુણ ગાઇને,
નકલંકની છડી લઇને અલખનું નામ આજે.
દાસી તો છે ઉદાસી, વારે આવો અવીનાસી;
લક્ષ્મણના હ્રદયે વાસી, અલખનું નામ આજે.

---

## ભજન પદ ગુરૂ દાતા એ રાહ.

વારે આવ્યોરે વારો આવ્યો, કાયમ લખ્યું ભાય. ટેક.
આવ્યો ત્રણ ભુવનનો રાય, સાથે લઇને પોતાની સેનાય,
ત્રણ ભુવનનો રાય ધણી, નકલંક કહેવાય તેને ભારે—
સેનાય સાથે યુધિષ્ઠિર રાય. વારો.
હાલ ચાલુ કળીયુગ જાય, ધણી નકલંક ભજી લ્યોને ભાય;
જુવો કલીજુગ જાય તેનો અથરવેદ કહેવાય;
લખ્યાં ભાખ્યાં પુરાં થાય, કાળ આ જુગમાં હરખાય;
તેથી આવ્યા કાયમ રાય. વારો.
અજંપીયા જાપ ભજી લ્યોને ભાય,
ઓમ અક્ષરની કરી લ્યો ઓળખાય;
ઓમ અક્ષર જે કહેવાય, તે તો અલીમાં સમાય;
મારૂં મન હરખાય ઘોડે ચડસે કાયમ રાય. વારો.
સ્વામીનો સતપંથ જે કહેવાય, તેને સ્વીકારો દુનિયાના ભાય;
ધણીનો સત પંથ કહેવાય, તેને સ્વીકારો ભાય ખરા મનથી,
જે ચહાય તેને કરશે વહાલો સહાય. વારો.

માટે ચેતા લ્યો જ્ઞાનધ્યાના ભાય,
નહીં તો હાથથી આવેલો હીરો જાય, દાસ ત્રિકમ ગુણ ગાય;
હાથ આવેલો હીરો જાય, પછી મનમાં મુઝાય;
તેમાં શું લાભ થાય. વારો.

---

## ભજન પદ રાગ ગાફલ ગુમારનો.

ચેતી લે તું જંજાળી માની લે શીખામણ મારી;
શી ગતી થાસે તારી ભજી લેને;
આવો સતપંથમાં ભ્રાતા જુવો જગતના ત્રાતા મુક્તિ એ છે દાતા;
ભજી લેને.
માથે છે મરણની બીક, ભજી લ્યો તો થાસે ઠીક;
નહીં તો ઝપ જાલી ઝીક. ભજી ને.
ભગત આલમના જેહ, તે પર ધણી કરશે સ્નેહ;
કાળીંગાને દેસે છેહ. ભજી
કાળીંગાને જે સ્વીકારે, તેને ખડકથી મારે;
નીશ્ચે ધણી નહીં ઉગારે. ભજી લેને.
ઉઠ ત્રીકમ કર તૈયારી, આવી સ્વામીની સવારી;
સહાય કરે શ્રી ગીરધારી. ભજી લેને.

---

## ભજન પદ રાગ સીહાનો કનરો.

યા અલી ભજીલે તું હેત ધરીને, મનુષ્યા જન્મ નહીં આવે ફરીને;
હાજર ઇમામનું રાખે નહીં ભાન,
માની લે જીવ નહીં તો થઈસ હેરાન. યા અલી.
જ્ઞાન વાંચો દઇને ધ્યાન, નહીં તો ધણી આવી કરશે બેભાન.
યા અલી.

દીનને જાણી નકી પ્રમાણી નબી મહુંમદ પર લાવી યા અલી.
હર પલ પ્રાણી અલી ઓમ ને ભજીલે સતપંથે કરાયા શુદ્ધ
સજીલે યા અલી.
કહે છે ત્રિકમ જુઓ જ્ઞાન વિચારી નહીં તો થાસે ખુવારી
તમારી યા અલી.

---

## ભજન પદ દેવાનંદનો રાગ.

જાગીને જીવડા નાથ નકલંકને લે જાણી.
નામ હરીનું ગયો વિસરી દામને જાણ્યા રામ.
જમ મુર્ખા નર તને કનડશે રાજી નારે ધન સામીરે    જાગીને
યા અલીનું નામજ સાચું ધર દયામાં હામ.
ગોવરધન ધારી એ મોરારી કરસે પુર્ણ કામરે    જાગીને-
હીઝ હાઇનેસ સુલતાન ભજીલે કર કામ તમામ.
દામ તે પલમાં કામ ન આવે નામ થકી વિશ્રામરે    જાગીને.
મહા મંત્રનો મર્મ જાણીલે સાચવનારો ધર્મ.
મર્મ વચન માની માલીકનાં કરતું સારા કર્મરે    જાગીને.
ઓમ નામ સાચુ જાણીને રાખ ભાઇ તારા ઘટમાં    જાગીને.
દાશ ત્રીકમલાલ અરજ કરે છે બુદ્ધિ ના રાખો વટમાં જાગીને.

કર્તા. વટાદરાવાળા કેશવલાલ સુખદેવ.

---

## નકલંક સમરણ.

ઓમ અલી ઉદ્ધારણ હારા
નકલંક નામ ભજીયે તમારા    ઓમ.
ચરણમાં નમીએ વંદના કરીએ.
ધ્યાન ધણી નકલંકનું ધરીએ    ઓમ.
પાપનાં બંધન છોડાવનારા.
કપટી કળીયુગને દ્રષ્ટે હણનારા    ઓમ.

ભક્ત ઉધારવા દૈયતને મારવા,
પાપ પ્રજાળીને સત્યને તારવા ઓમ.
પાપનું મૂળ સોધી કાઢવા.
ભક્ત આધારણ સવને સંભાળવા ઓમ.
દાસ મોરાર નમુ નકલંક નામને.
બાંહ્ય પકડી પોચાડો સુધામમાં ઓમ.

---

## ભજન.

આ સત ધરમનો પંથ નકલંક આવે છે.
દુષ્ટ કાળીંગાને હણવા ફોજું લાવે છે—ટેક.
તમો જો જો આ જુગની માંય સંતો શું થાસે.
નિપકલંક ધર્યું છે નામ જોવા સઉ જાસે આ સત૦
ત્યારે કારમી પડશે પોકાર છે કોઇ સુરારે.
હાથ જોડીને ધરસે ઉમંગ હરીના હજુરારે આ સત૦
આ કાજીરે પઢે કુરાન કહે છે અલ્લાને.
ભજો દારૂણ દુઃખની માંય નકલંક ભલારે આ સત૦
દાસ મોરારના છે સ્વામી સતના બેલીરે.
ભજો નકલંકજીના નામ સંઘ આ છેલીરે આ સત૦

---

## ભજન. (૩)

સ્વામી નકલંક પધારો મારા ઓરડે પાવન થઇએ.
હું તો આરતી ઉતારૂં અખંડ અંગમાં આનંદ રહીએ—ટેક.
સ્વામી ચરણ પખાલુ દુધડે રંગના રસીયા,
એક ઘડીએ ઇ મુકયા કેમ જાય મારા મન વસીયા સ્વામી.

સ્વામી તુટે નહીં પ્રેમનો તાર સંતોસી રહીએ.
થાય દીદારનાં દર્સન સાનમાં સમજી લઇએ સ્વામી.
સ્વામી ઓહંગ સોહંગની બીચમાં એનું કાંઇ નામ નથી,
એને જાણેજ વીરલા કોઈ સઉ પામતા નથી સ્વામી.
દાસ મોરાર કરૂં કર જોડ મારા સ્વામ સતી,
હું તો અરજ કરૂં તારી આપો નીરમલ મતી સ્વામી.

---

## નકલંક પ્રાર્થના.

( નાનાકૃત. )

ગાફલ ગુમાર તારી સીરે ગતી થાસે એ રાહ.
સમરણ કરૂં તારૂં ધ્યાન ધરીને,
સ્હાય કરો પ્રભુ કૃપા કરીને—ટેક.
નમન કરૂં શિશનામી અંતરમાં આનંદ પામી,
પુષ્પોની માળા કરમાં ધરીને સમરણ.
ૐમ અલી અવતાર વિનવું હું વારંવાર,
નકલંક નામનું રટણ કરીને સમરણ
દર્શન દીયોને બાપુ જાપ તમારી જાપું,
દુષ્ટ કળીને પળમાં હણીને સમરણ.
સાચો મહંમદસાહ સ્વામી નાનાનો અંતરજામી,
અવતાર લીધો છે કાર્ય કરવાને સમરણ.

---

### ભજન. રાગ ભાયો મને શાંન્તી બતાવે.

ભાઇરે નામ સમજીને બેસી રહીએ,
આત્યમ ચીનીને મનમાં મગ્ન થઇએ—ટેક.

રામને રેમાન તમો એક કરી જાણજો,
કૃષ્ણ કરીમ એક કહીએ.
વિષ્ણુ બીસમીલાહમાં ભેદ નથી ભાઇ,
અલા અલખ એક કહીએ ભાઇરે.
ગુરૂને ગફુર તમે એક કરી જાણજો,
મૈ.લા માધવ ગુણ ગાઇએ.
હરી હકતાલાનો ભેદ તમે જાણ્યો,
હવે ચોરાસીનો માર સીદ ખાઇએ ભાઇરે.
પરવર દીગારને પરમેશ્વર એક છે,
નબી નારાયણ ચોંટયા હૈયે.
ચોખાને ચાવલ એક ડાંગરેથા જાણજો,
તેના ચેલા થઇને રહીએ ભાઇરે.
બાપુ સાહેબ કહે એક નામ પાક છે,
બીજું નાપાક છે એવું સમજ્યા કહો કયાં જઇએ.
જે જે કરીએ સાધના તો તેમાં પડે છે સાંસા;
હમે તો બ્રમ જળમાં નાઇએ ભાઇરે.

---

## રાસડો. રાગ–પુનમ ચાંદની.

કોણ જાણે છે આ ખુદાની ખુદાઈનેરે,
જણે વણથંભે જડીયો આસમાન.
નર નકલંકી સુલતાન સાહેબ આવીયારે,
દૈત્યો મારવા ભકતોના તારણહાર.
કોણ જાણે છે આ ખુદાની ખુદાઇનેરે ૧.
દૈત્ય દાડવ સંહારવા કરવા સંતોની સહાય
જુગા જાગ અવતાર લઈ આવ્યા નીરંજનરાય

મચ્છ કુચ્છ વારાહ નૃસિંહ રૂપ ધરી અગોચરોરે
સંખો સુધુકિંટક મોર માર્યો હરણાકંષ   કોણ જાણે છે.   ૨.

વાયમણ રૂપે ચાંપીયો બળીરાય પાતાળ
ફરસુરામ ફરસી ધરી કરી નક્ષત્રી એકવીસવાર

રામ રૂપે રાવણ રાયને મારીયોરે
આલ્યુ લંકાનું વિભીક્ષણને રાજ   કોણ જાણે છે   ૩.

કાન રૂપે નાગ નાથીયો માર્યા માસી પુતના ને કંસ
અનંત દૈત્ય સંહારીયા મારી કીધા નિરવંસ

બુધ રૂપ ધરી પાંડવો પરબોધીયારે
પાપ પાંડવોનાં કીધાં ચકચુર   કોણ જાણે છે   ૪.

કળીમાં નકલંક આવીયા એમ અલી અવતાર
દૈત્ય કાળીંગો મારવા આવ્યા ત્રિભોવર રાય

મેઘડી રાણી કન્યા વિશ્વ કુમારી જાણજોરે
પરણે પ્રભુજી ચૌદ બ્રહ્માંડનો રાયરે   કોણ જાણે છે   ૫.

---

## ચકલાસી ગામના રહેનાર ભટ શીવરામ તરફથી મળેલ.

ગરજત ઇલમ લો દુનિઆરો ઇશ્ક મતા ઇશાનુમેં,
ફેલ ગયે મોમીનકે દીલમેં, રોશન નર નીશાનુમેં;
બાદશાહ તમામ આલમકા, સો આવે ઇન ફુરકાનુમેં,
જીવન મસ્તાનાં શોર પડા તો મેંહદીકા કુલ જાહાનુમેં.
ચોદ તબક તમાસે જેસે ઉડત પલકી શાનુમેં,
સો નિરંજન છર અછરલો તલે ખડા ગુલતાનુમેં;
બાકી બાત રહી હસીકી મેંહદી નુર કુરાનુમેં,
જીવન મસ્તાનાં શોર પડાતો મહેંદીકા કુલ જહાનુમેં.

નુર જમાલ ખુદાવંદ ખાવંદ પુરનબ્રહ્મ પુરાનુમેં,
શાખ અથરવનમાંથી પૂછે ચારૂં બેદ કાનુમેં;
કલયુગકા મમ ગુરૂ સમજલો, ઓર પઢલો બેદ ઈમાનુમેં,
જીવન મસ્તાનાં શોર પડા, મેહદીકા કુલ જાહાનુમેં.
બ્રાહ્મણ છત્રી સુદર વૈશ્ય, ચારૂં બરન કાનુમેં;
સેખ સૈયદ મુગલ પડાને કર જીકર ઉમાનુમેં
લાઇલાહા ઇલલ્લાહકા જોર નફા નુકશાનુમેં
જીવન મસ્તાનાં શોર પડા મેંહદીકા કુલ જાહાનુમેં
દોનું દીન દીવાને હો ગયે ભીગે દર દીવાનુમેં
સતજુગમાં હરણાકંસ મારે પુની પેલાજે નામેકા
તરતાજુમેં રાવન સંહાર્યા પ્રગટ ભયો જસ રામેકા;
દ્વાપરજુગમાં કંસ પછાડી ભજન કરે સબ સામેકા
લધુ રામ ક્રષ્ણ બંકા બટ બોલો સોતો કામ ઈમામુકા
ઇલલાહી નર નબી મહંમદ દોસ્ત ખુદાઇ નામેકા
કર કરને બે સંત ચલાયે મગજ ન ખુલા કલામુંકા
હજ પર નિમાજ બંદગી શાહુ ચલાયે સલામુંકા
લધુ રામક્રષ્ણ બંકા બટ બોલો સોતો કામ ઇમામુકા
બાવન ભયે છલ બલરાજા, ભોમિ આગે બિસરામુંકા
મચ્છ કચ્છ વારાહ ઉતરે હુવા નકા કો કામુંકા
ફરસરામ છત્રી કો મારેને ભેખ દીયા કર વામેકા;
લધુ રામકષ્ણ બંકા બટ બોલો સોતો કામ ઈમામેક
હોજન હારે બાગ બંગલે મહેમનકે બિસરામુકા
નુર પારેઇ નુરજલા કાયમ અલા એધામુકા
અવલસે આખર લગત હયે ધામ ચલાયે ચામુંકા.
લધુ રામક્રષ્ણ બંકા બટ બોલો સોતો કામ ઈમામુંકા
યે કલજુગમેં અવતાર પ્રગટે આયે સાહેબ એ ધામુકા
એ નકલંક નીજ બુધવંત તે સકલ તો જાનેકા

દીના હોય એસા મહુંમદ મહેંદી નામેકા
લધુ રામ કૃષ્ણુ બંકા બટ ખોલો સોતો કામ ઇમામુંકા
ગુરજાત ઈલમ લો દુનીયારો કેસી મથન મથાનેશે
ઇરિક નીકલા ઇસ કરકા લાગી રવ દીવાનેસે
દીલમેં દીલ દરિયાવ દેખો લાગી રવ દીવાનેસે
પુરી પરના ગામ દેખે ભોમ રતન જડીત હે
કહુત મસ્તાના જીન લગાઓ રૂહાં દેખે દીદાર
શ્રી પાણુનાથ બીરાજે હેંય
જીવન મસ્તાને ધ્યાન લગાઓ શ્રી પાણુનાથકી બાનીસે.

---

## કવીત.

પાયો નિજ નામ કલામ જાત ચીન લીની
ધામસે જગાએ પરમ ધામ જાના હયે;
જાના હયે જરૂર સાથ ખોજકે બિચાર કરો
ત્યાંહી સકે ગુષ્ટ જ્ઞાન મુતલક પહેચાના હયે
એકી સાથકી પાઊં ખાખ ખુદાએ
બકા અરસ એહી મન માના હયે
જીવન મસ્તાના યાર ચેત જાવ શરણુ ગ્રહો
ભુલ જીન કોઇ આયો આખરી જમાના હય
ઓચલ રસુલ મહુંમદ આયે રૂહા અલ્લાહ સબ આયે
ઈમામ મહેંદી ભેજસો કુરાના હયે
ઝપટ કે લપટ જાઓ સાહેબકે પાંવ પડો
દુનિયાસે નીપટ જાઓ બહેસ્તકા ઠીકાના હય.
નહીંતો દોજખકી આગ ઝલેંગે ફેર ફ્રુપાસે પસ્તાના હય;
જીવન મસ્તાના યાર ચેત જાવ શરણુ ગ્રહો

ભુલ જીન આયો કોઈ આખરી જમાના હય
કોઇ એક સાલસો પડે પેંતીસ સાલ બીતે સાલી બાનકી
ફેર બુધજીકો દાના હય લોક થોક કાંપ ઉઠે સુબહુ પસ્તાના હય.
જીન છીન લીયો છતર જીત બાજત ધની હય
પરનામ આયે ધરો નુરકો ખુદાએ
ખમતદારબ આલમીન કોણુ ઉતરો હમ જાના હય
જીવન મસ્તાના યાર ચેત જાવ શરણુ અહો
ભુલ જાવ જીન કોઈ આયો આખરી જમાના હય
મુલ્લાં ઓર પંડીત કીને ખંડીત ઓર
ભેખ પંથ દંડી છોડ મેલ બાના હય.
સબ પર બક્ષીસ ઓર ઉનકી તકસીર કર દેતા મરદાના હય
તજો જગન કરના તજી કષ્ટ કરના નેમ ધરના
એક શેષ સુગત તરના કરદેતા મરદાના હય.
જીવન મસ્તાના યાર ચેત જાવ શરણુ અહો
ભુલ જાવ જીનકુ કોઈ આયો આખરી જમાના હય.

---

## આરતી.

જયજય નકલંકી નર દેવ આરતી કરીએ કરીને સેવ જયજય.
સુન કાળમા નહીં કોઇ સામી ત્યારે એકલડા હોતા ( ૨ )
જમીન આસમાન બીન હોતા (૨) ચંદા સુરજ નહોતા. જયજય
અહંકાર થકી એક ફીણુ ઇંડ સ્વામી આપે તેં ધરીયા ( ૨ )
ઈંડ થકી આસમાને (૨) ધરણી પાતાળ ઘડીયાં જયજય.
નાભી થકી આદ પુરૂષે પહેલા બ્રહ્માને સીરન્યા ( ૨ )
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર (૨) મુરત ત્રણ કરીયા જયજય.

ચતુર કલપની રચના સ્વામી મોરે આપે તો કીધી ( ૨ )
જખ મેઘ કિન્નર બત્રીસ (૨) તે ત્રીસ કરોડ સીધી જયજય.
હેત ધરી ચાર જુગમાંઃ સ્વામી તમો રમતો બહુ રમીયા ( ૨ )
અમરીખને ઉગારી (૨) અવતાર દશ ધરીયા જયજય.
શંખો મારી વાલ્યા વેદ કોરભે મધુકીંટક માર્યો ( ૨ )
મોર હરણાકંશ મારી (૨) ભક્ત પ્રલેહાદ તાર્યો. જયજય.
વાયમણ ચાંપીયો બળ ફરસુરામે નક્ષત્રી કીધી ( ૨ )
મારી રાવણ સીતાવાળી (૨) લંકા વિભીક્ષણને દીધી જયજય.
કાનજી રૂપે માર્યો કંસ મારશી પુતના કાળજ વનડાર્યા ( ૨ )
રાસ રમ્યા ગોપી સંગે (૨) વ્રજજન ભકતોને તાર્યા જયજય.
નવમું રૂપ ધરી બુધ આવીયા પાંડવને દુવારે ( ૨ )
પાપ પ્રજાળી તેનાં (૨) ભકતોને ઉગારે. જયજય.
દશમો અલી અવતાર નકલંક નારાયણ આવ્યા ( ૨ )
દૈત્ય કાળીંગા મારી (૨) ભકતો મન ભાવ્યા. જયજય.
પહેલા જુગની આરતી ગુરૂ સત બ્રહ્માજી ગાવે ( ૨ )
ઘટપાટ સોના સીંહાસન (૨) નરસિંહને વધાવે જયજય.
બીજા જુગની આરતી ગુરૂ વિશિષ્ટજી પડતા ( ૨ )
ઘટ પાટ રૂપા સિંહાસન (૨) જાપરામનો જપતા જયજય.
ત્રીજા જુગની આરતી ગુરૂજી વીદુરજી ગાવે ( ૨ )
ઘટપાટ ત્રાંબા સિંહાસન (૨) કૃષ્ણજીને વધાવે જયજય.
ચોથા જુગની આરતી બ્રહ્મા નબી મહંમદ ગાવે ( ૨ )
ગટપાટ માટી સીંહાસન (૨) નરનકલંકજી આવે જયજય.
આરતી જે કોઇ ધીર મન શુદ્ધ સુરીદો ગાવે ( ૨ )
પાપ પ્રલય થઈ તેના (૨) જનમ મરણ જાવે જયજય.

---

શ્રી.

# બોરસદ નકલંક જ્ઞાન પ્રસારક મંડળ.

---

## ભકત ત્રીકમદાસ નાથા તથા જીવા પાંચા મકવાણા ઉર્ફે જીવણદાસ.

### હરીગીત.

ઓમ ઓમ ઓમ અલી તું એક છે આધાર મારો
ગરીબોને પાળનાર અભણુને ભણાવનાર
જમાતને જગાડનાર મે ધ્રીને પરણનાર—ઓમ
ઘાણીમાં પીલનાર શંખને વગડાવનાર
દીવાનો ધરાવનાર કાલીંગાને મારનાર—ઓમ
શાહેર મક્કાના કમાડ ઉઘડશે પાંન્ડવોને બોલાવશે
મુવેલી અજા જીવતી કરશે ભકતોનાં કલંક કાપશે—ઓમ
મંગલા ચરણ કહું વારી વારી ત્રીકમ જાવું બલિહારી
વિનંતી ધરો રહય મારી ભવસાગરથી લેજો ઉગારી ઓમ.

---

### ચાલો જોઇએ દર્શન કરવા એ રાગ.

સર સ્વતિ માતાને સમરીએ ગણુપતિને લાગું પાય
સમજો રે સમજાવી કહે છે ધણીએ નકલંક રાય
વારે વારે ભાઈ નહિ મળે મનુષ્યદેહ અવતાર
ધણી છે સાચો નથી (એ) કાચો કાલીગાને મારનાર
શીશ નમાવી સ્તુતિ કરજો કરજોડી બે સાથ
અગમ પંથ નીવાણી બતાવી છે દેવાયત પંડીતે ખાસ

જળનો ઘડો જેમ ફુટી જશે તે પાપી પરલે જાશે.
નાથનો હુકમ નહિ માનો તો જમકેરો માર ખાશો
નાસ કાલીંગા નાથ આવ્યા છે શીશ તણા છેદનાર
ઘેરે ઘેર એ પાટ મંડાવશે ગાદી ભોગવશે એ રાય
શેરીએ શેરીએ શંખ વગડાવશે એોમ અલી ભગવાન
દાસ ત્રીકમ અરજ કરે છે ગુનાહ કરજો પ્રભુ માફ

---

## વાલો પ્રેમને વશ થયા રાજી એ રાગ.

નાહીઆ નાહીઆ હું નદીઆ અપારરે
ના ધોવાયું જરાએ પાપ નાહીઆ—
પુજયા પુજ્યા મેં પત્થર અનેકરે
ના પાઈ મે જ્ઞાનની સીડીરે— નાહીઆ
દર્શન કર્યા મે જોગણીનાં અનેકરે
જુગમાં સાચા છે નકલંક એક— નાહીઆ
પ્રભુ શીખ્યો છે ગામો ગામરે
રદય મંદીરમાંથી ક્રોધ બહાર કાઢરે— નાહીઆ
દ્રુપતિ કેરાં ચીર પુર્યા રે
એવો સુદનવાને ઉગાર્યો રે— નાહીઆ
ત્રીકમદાસ બહુ કરગરે રે
નકલંક જમાતમાં હવે ભળારે— નાહરે

---

## તેતો જાણ્યા નહિ જગદીશનરે એ રાગ.

પહેલું મેલાણુ શીંગલ દીપ થશે રે
મક્કા શહેર પુરૂશનો જન્મ થશે રે
ત્યાં વાજા વાગશે અપારરે પહેલું મેલાણ

બીજું મેલાણુ શાલ્મલી દીપમાં રે
ત્રીજું મેલાણુ કૌતંલદીપ રે પહેલું મેલાણુ
ચોથું મેલાણુ જંબુદીપ થશે રે
ત્યાં સામજી પાઠ પધારશે રે પહેલું મેલાણુ
ત્યાં છે સોનમો પર્વત રે
મે ઘડીને છે નીઝાર વ્રત રે પહેલું મેલાણુ
તે સ્વરા મંડપમાં ચાલશે રે
વર માળા સ્વામિને આપાવશે રે પહેલું મેલાણુ
દાસ ત્રીકમ કહે કરજોડી રે
એની અવધ ( હવે ) રહી છે થોડીરે પહેલું મેલાણુ

---

## મારે માથે ગુરૂજીની સીતળ છાંયારે એ રાગ.

મેઘા ડમ્બર એના શીર ધરશે ધર ભાલું હાથમાં ધરશે
દેલમ દેશને આલમ દે પાટણથી
નાથ નકલંક પધારશે મેઘા ડમ્બર એના શીર ધરશે
કોઇ તો કાતમાને હીરલો તો શારણી
ત્યારે સંતો ને સુધારશે મેઘા ડમ્બર એના શીર ધરશે
ઓગણીસ લાખ કુરાનને અઢાર લાખ પુરાણ
ચૌદ લાખ તો આરાધ છે મેઘા ડમ્બર એના શીર ધરશે
ઉતર દીશાથી રાજા અલખ આવશે
અમીના કળશ લઇ બાવો ચૌવટે ચઢશે
મેઘા ડમ્બર એના શીર ધરશે
દાસ ત્રીકમ કહે સમજી લો સંતો ઘણી
દશમુ દર્શન દેશો મેઘા ડમ્બર એના શીર ધરશે

---

## વહેલા પધારો હરી સંતોની વારે એ રાગ.

દવાયત પંડીતે અગમ પંથની વાણી બતાવી છે ખાસ
પચાસ ક્રોડ પૃથ્વી ઉપર છપન ક્રોડ દીવી હોશે
હુનમાન કોળી પાવળ વહેચશે તે ત્રીસ ક્રોડ દેવતા
આ રોગશે—દેવાયત
હાથણી સાંઢણીનાં વલોણાં હોશે જરક કે માખણ ઉતરશે

ખારો સમુદ્ર મીઠો થશે પીપળે ફુલ લાગશે
પદ્મજીના પાઠ પધારશે નકલંક ઉઠી કલંક હરશે
એક ચીજ આવો બાવન વાર તોળાવશે
પાંચ પંડવ પ્રગટ હોશે અગમ
યુસફ અલ્લાઉદ્દીનને દલ ખોજો મકરદીનને આલણી
દાસ ત્રીકમ કરજોડી કહું છું એકામો બધાં થશે ખાસ. અગ.

---

## ઘોળ.

પડવે આવી પધારો નકલંક રાયરે
દર્શન કરવાથી પાપ કુકર્મો જાયરે
બીજે આવી પધારો, ઘટ પાટ માટેરે
ભક્ત કેરા કલંક કાપો હે નાથરે.
ત્રીજ તો હું ત્રણભુવનમાં ભાળું રે
દશામુ દર્શન દોને દીન દયાળું
ચોથે અમને ચીંતા તે થાયે ઘણીરે,
કાલીંગાનો નાશ કરો નકલંક ધણીરે;
પાંચમે તો પુરણ દર્શન દેજોરે
અમારી અરજ પ્રભુ રૂદીયામાં લેજોરે
છઠ્ઠે તો છાશઠ પરગણું છે અમારૂં રે
ગામે ગામ નામ લેવાય છે ધણી તારૂં રે
સાતમે તો સત સત કહી પોકારો રે
નાથ હે નકલંક ભવસાગરથી ઉગારો રે
આઠમે તો અરજ સુણો અમારી રે
કીર્તિ તારી ચારે ખંડમાં ફેલાણી
નોમે તો મુંબઇ બંદર છે એક સારૂં રે
તેમાં નકલંક નાથ સ્થાન છે તમારૂં રે
દશમે તો દશમે અવતારે પ્રભુ આવ્યારે
ભકતોને સુધારવા પ્રગટ થયા રે
અગીઆરસે યાદ કરો ભગવાનરે
એમ અલી શ્રી જય જય આગાખાનરે
બારસે તો સેવકો ઉપર પ્રીતિ રાખોરે

કળી રાજાએ બહુ ચલવી છે અનીતિ રે
તેરસે તો તરત પારખું દીઠું
સૌ સંતોના રૃદયમાં મીઠુ મીઠુરે
ચૌદશે તો નરનારને બોલાવો રે
થાળ ભરીને મોતીડે વધાવો રે
પૂનમ મે પંદર તિથિ થઈ પુરી રે
દાસ ત્રીકમ કહે એકે નથી અધુરી રે

---

રે પ્રાણીઆ હરી ભજવા તણું આ ચોઘડીઉં વહી જશે
તારી રત્ન ખાણ છે એક મોટી
તેમાં વાત ના નાખીશ એકે ખોટીરે    એ પ્રાણીઆ
તારા નાથ નકલંક આવ્યા છે
તે ભુખ તરશ ભુલાવે છે.    રે એ પ્રાણીઆ
તમે જય જય નકલંક મુખથી ભાખો
તમે નારંગીનો સ્વાદ ચાખો—    રે એ પ્રાણીઆ
દાસ ત્રીકમ એમ વદે છે તે ચંડાલના શીશ છે દે છે
એ પ્રાણીઆ.

---

## સખી મહાપદ કેરી વાત—એ રાગ.

મારા આત્માના આધાર કે માની લઇએ
દશમુ દર્શ ધોને નાથ કે ભવસાગર તરીએ રે
સખી છે અનામી અલખ સાચો કહીએ રે
બાહ ગ્રહી ઉતારશે પાર કે પાપ તજીએ રે    મારા
સખી ભક્તિ કરો એ સ્વામિની કે મનડુ સમવી રે
ભક્તિ કરો સૌ સંત સંધાત એમ અલીની રે  મારા
સખી દર્શન કરો નરનાર કમલ ચીત્ત ધારીરે
એની ભક્તિ કરે દુઃખ જાય કે લેશે એ તારારે  મારા

સખી આવ્યા નકલંકરાય થાપી પર દયા કરોરે
દાસ ત્રીકમની અરજી હૃદય લેજો ધારીરે       મારા

---

નામની નામની રે રટ લાગી નકલંક ના નામની
રાત દીવસ તેની ભક્તિ કરીએ રે
ખોટી દાનત નહિ કામની રે       . લે લાગી
તજી દ્યો ભાઇ ભુડાઇ ઇર્ષા રે
ખરી ભક્તિ કરો ભગવાનનીરે       લે લાગી
માતપીતાને ભાઇ બહેનનો રે
આ ભક્તિ છે આપણુ ગમતીરે       લે લાગી
સાચા સેવક નકલંકી ખોજારે
એતો ભક્તિ કરે છે ધણીના નામનીરે       લે લાગી
આપણું પૂન્યને આપણું ધર્મરે
નથી ભાગ લેવાના નાંમની રે       લે લાગી
નહિ ભાગ લીએ બંધુ ભગિનિને ભામનીરે
દાસ ત્રીકમ કહું વારી વારી રે
અરજી સાંભળશે ભક્તિ કરનારની રે       લે લાગી

---

તમે આવો રે મારા મંડળના સૌ ભાઇ રે
શીર ઉપર છે નાથ નકલંકનો છાંયો રે
જેમ સમૃદ્રમાં મચ્છ મગર અપાર રે       આવો
આપણા મનમાં પાપ તણો નહિ પારરે
પાપ છોડીને થાવોને તમે છોટા
પાપીને પકડવા આવશે સૈન્ય મોટાં રે       આંવો
દાસ ત્રીકમ કહે સુણો સંતો ભાઈ રે
આવશે નકલંક નાથ આપણા રાય રે       આવો

---

## નામની નામની નામની રે લે લાગી એ રાગ.

આજ છે આજ છે આજ છે રે મારા ઘેર પધરામણી આજ છે
નકલંક દેવ મારા મંદીર પધાર્યા રે
નરનારી રે દર્શન થાય છે રે મારા ઘેર પધરામણી
દશમે રૂપે શ્રી નકલંક પધાર્યા રે
કાલીંગાને મારનાર છે રે- મારા ઘેર પધરામણી
મેઘા ડમ્બર એના શીર ધરશે રે
હુર ભાલુતે હાથમાં ધરશે- મારા ઘેર પધરામણી
ત્યારે કાલીંગાનું શીર છેદશેરે
ત્યારે સંતોને ઉગારશે રે- મારા ઘેર પધરામણી
દાસ જીવણ કહે કરજોડી રે
ચરણ કમલ ચીત ધરશે રે- મારા ઘેર પધરામણી

---

## વાગે છે વેણ વાગે છે વદ્રાવન—એ રાગ.

આવે છે રે આવે છે નકલંક દેવ મહારાજ આવે છે
એમના સેવક સામું જાય છે નકલંક દેવ મહારાજ આવે છે
આગળ દેલમ શામીજી અનેકને દળશે રે
પેલા કાલીંગાનો વારો આવ્યો છે—નકલંક દેવ મહારાજ આવે છે
પોતે નકલંક દેવ પાટ પધારશે રે મુજ પાપીનાં પાપ નીવારે છે
નકલંક દેવ મહારાજ આવે છે
આલમોત પાટણથી પધારશે
દેશનું નામ દેલમ દેશ છે નકલંક દેવ મહારાજ આવે છે
જીવણદાસ વિનંતી કરે છે
તમારૂં મુખ જોયે દુખ જાયે છે નકલંક દેવ મહારાજ આવે છે

---

## સખી મહાપદ કરે વાત—એ રાગ.

સખી નકલંક આવ્યા આજ સોભા સારી રે
દુનિયાં દર્શન કરવા જાય નરને નારી રે
સખી ઓમ અલી ભગવાન પોતે એ છે રે
એમાં નથી જરાએ જુઠ સત્ય કહે છે રે
સખી માતપીતાને ભ્રાત સૌ જન મલ્યાં

ત્યાં લઇ નકલંકનું નામ ભવસાગર તરીયાં રે
સખી ઓહુંગ સોહુંગના પ્રાણજીવન એ છે રે
ત્યાં આવે છે આવે છે દુરિજન લોક આનંદ લે છે રે
સખી સદ્‌ગુરૂએ કર્યો બોધ ચરણમાં લેજો રે
ત્યાં દયા કરીને નાથ દર્શન દેજો રે

સખી અનાથ ના એ નાથ નકલંક કહીએ રે
ત્યાં ભાઇઓ મળી સહુ જન દર્શને જઇએ રે
સખી નકલંક નામની લેહ સહુને લાગી રે
સ્વામિ આશિષ દોને અપાર ભવની ભાવટ ભાગી રે
સખી આવ્યા હિંદુસ્તાન દર્શન જઇએ રે
ત્યાં સખીઓ મલી સૌ બેન ધ્યાનતો ધરીએ રે
સખી દાસ જીવણના નાથ શરણમાં લેજો રે
સ્વામિ દયા કરીને યાથ દર્શન દેજો રે

---

## ધોળ.

દશમું દર્શ નકલંકનું થાય છે
જાગો જાગો નરને નાર અવસર આવો જાય છે
સ્વામિ તમ સેવક શરણે આવ્યા
બાહ્ય ગ્રહીને ઉતારો પાર— દર્શન દશમું થાય છે
સ્વામી નાની મોટી સખીએ ટોળે મળી
અતી મનમાં ઘણું હરખાય— દર્શન દશમું થાય છે
મલ્યો મનુષ્ય દેહ મોંઘા મુલનો
એતો ચેલો સંસારના પ્રાણી દર્શન દશમું થાય છે
પ્રાણી મનખો માગીને મોજ માણી
તેતો ન લીધું હરીનું નામ દર્શન દશમું થાય છે
ફર્યો લક્ષ ચોરાસી બહુ ફેરા
તે તો હજીએ ન જાણ્યા નકલંક નાથ-દર્શન દશમું થાય છે.
સ્વામિ દાસ જીવણ બહું કરગરે
તમે દર્શન દીયોને દીનાનાથ દર્શન દશમું થાય છે.

---